# ગીતાવળી.

સંગ્રહ કર્તા.

હિમતરામ નારાયણજી અંતાણી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

અમૃતલાલ વિ. જટાશંકર માંકડ

ઠે. [illegible] ભુજ–કચ્છ.

પ્રથમ આવૃતી

સને ૧૯૨૬ પ્રત ૫૦૦

છાપનાર

ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર, પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ,

ખાડીઆ, જેઠાભાઈની પોળ, અમદાવાદ.

કિંમત

રૂ. ૦-૮-૦.

श्री हाटकेश्वरो जयतु.

# પ્રસ્તાવના.

કચ્છની વડનગરા નાગર જ્ઞાતિમાં ગવાતાં ગીતોનો આ સંગ્રહ છે. (કાઠીયાવાડ અને ગુજરાતનાં અન્ય શહેરોના આપણી જ્ઞાતિમાં ગવાતાં ગીતોનો સંગ્રહ છપાઇ પ્રસિદ્ધ થયેલ છે, અને અત્રે ગવાતાં ગીતોના સંગ્રહ માટે આ પ્રયાસ છે) અહિં આપણી જ્ઞાતિમાં જનોઇ અને લગ્ન તથા સીમંત પ્રસંગે હાલ ગવાતાં ગીતો ઉપર જો આપણે લક્ષ રાખી જોઇશું તો જણાશે કે તે ગણ્યાં ગાંઠયાં જ હોય છે, અને તેમાં પણ ગીતોનું કોઇ એક કડવું આગળ કે કોઈ એક પાછળ એમ ગવાય છે અને તેથી એકંદરે ગીતોને નામે ટોળ જેવું જોવામાં આવે છે. થયેલ સંગ્રહપરથી જોવામાં આવશે કે ગીતોની સંખ્યા અહિ આપણામાં કંઈ ઓછી છે તેમ નથી એટલે એ સઘળાં ગીતો એકી વખતે શીખવાં સુગમ પડે એટલા માટે આ પ્રયાસ છે.

આ સંગ્રહ કરવામાં ગીતો ઉતારતી વખતે ગીતોની જાણકાર બ્હેનોને ગાવાની તસ્દી આપવી પડી છે અને જેમ જેમ ગવાતાં જાય તેમ તેમ ઉતારતે અવાયતો ઉતરી શકે તેમ હતું અને તેમ કરવામાં સૌ. બ્હેન સુરજકુંવર દલપતરામ, સુરજકુંવર નારાયણજી, નવલીબાઇ અમૃતલાલ તથા બ્હેન જડીબાઇ પ્રાણશંકર બ્હોરા નાગર બ્રાહ્મણ. એ મુખ્ય હતાં, એમણે લીધેલ શ્રમનો અત્રે આભાર સ્વીકાર કરવો ઘટે છે.

ગીતોમાં ભાષા શુદ્ધિ કરવાપર લક્ષ આપ્યું નથી તેનું કારણ એ છેકે ગાનાર બ્હેનોના અભિપ્રાય પ્રમાણે ભાષા શુદ્ધિ થતાં ગવાતાં તેનો ઢાળ તથા મેળ બગડી જાય છે. જેમકે ગાતી વખતે લલકારવામાં "છેય" એમ ગવાય છે જ્યારે 'છેય' એ દેખીતી રીતે અશુદ્ધ છે છતાં તે 'છેય' એજ દાખલ કરવો પડ્યો છે તોપણ કેટલેક સ્થળે જ્યાં અર્થના પણ ફેર થઇ જાય તેવું અપ ભ્રંશપણું જોવામાં આવ્યું ત્યાં તે દૂર કરવામાં આવ્યું છે.

તે છતાં પણ આ સંગ્રહ ઘણી રીતે અપૂર્ણ હોવા સંભવ છે તેથી તેમાં રહી ગયેલી ખામીઓ માટે જો સૂચનાઓ થશે તો બીજી આવૃતી વખતે તે સુધારવામાં આવશે.

કહેવાની જરૂર નથી કે માંગળિક પ્રસંગે જેટલી ગીતોની ન્યુનતા તેટલું તે ઉત્સવમાં લૂલાપણું દેખાય એ સ્વાભાવિક છે અને તેથી પ્રત્યેક જાણકાર

ભાઇ અથવા બ્હેનો પ્રત્યે અમારી વિનતી છે કે તેમણે પોતાને સૂઝતાં ગીતો કે આમાં રહી ગયલી ખામીઓ અમને જણાવ્યાથી અમારા પર તેમજ સમસ્ત જ્ઞાતિપર આભાર કર્યો ગણાશે.

આ ગીતો ફેર લખવામાં રા. વસંતરાય દયાશંકર, મણીશંકર ભગવાનજી, શિવશંકર અમૃતલાલ, ગુલાબશંકર કલ્યાણરાય તથા શાંતીલાલ નાનાભાઇએ શ્રમ લીધેલ છે તેની પણ નોંધ લેવી ઘટે છે.

આ સંગ્રહની પહેલી આવૃતી છપાવવાનું ખર્ચ રા. રા. અમૃતલાલ જટાશંકરે આપવા મહેરબાની કરી છે, અને તેમની સૂચનાથી આ પુસ્તક જ્ઞાતિનાં પ્રત્યેક ઘર દીઠ એક નકલ પ્રથમ વખત વિના મુલ્યે આપવા માટે શ્રી વડનગરા નાગર મંડળ કચ્છને આપવામાં આવી છે.

મિતી માગસર સુદ ૨ સોમવાર સંવત ૧૯૭૬ ભુજ કચ્છ.

**હિમતરામ નારાયણજી.**

સંગ્રહ કર્તા.

# ગીતાવળી.

## ગણેશ.

લાડ જનાર્જન પૂછે, તમે કરોને ગણપતદેવને,
થરમો દેવને પૂછેછે વાતડી, કયા મહેતાના ઉંચારી અવાસરી;
કયા મહેતાની વૃદ્ધ સુણી આવ્યા તે, કયા વરને ભેટવા કાજરી,
સામા તે ટોડા એ ધોળ્યા, જગ લોઢણુ જોડ કમાડ.
ઘેર હસ્તિ ઝૂલે છે બાર, ઘેર ટાઢાં એડાંની હાર,
ઘેર વેદ તણો છે ઉચ્ચાર, ઘેર નિત્ય તણો છે આચારરે;
ઘેર વડોરે વલોણાંનો સાદ, ઘેર નીચા નમણી છે નાર,
કયા મહેતાએ આવતા દીઠા, ને કયા ભાઇએ લળીને વધાવીયા.
કઇ વહુએ ઓરડીયા ધોળ્યા, ને કઈ વહુએ ઓરડીયા અજવાળીયા,
કઇ વહુએ માંડલાં કીધાંરે, કઇ વહુએ પુર્યાં છે ચોકરી;
કૈયા ભાઇએ પાટ પાથર્યાં, રે કૈયા ભાઇએ પાટ બેસાડયા,
કે બાઇએ સીંદુર ગોળ્યાં, ને કે બાઇએ સિંદુર ડોળ્યો.
કે બાઇએ ગણપતી કાઢયા, ને કે બાઇએ ગણપતી પુજ્યા,
કે વહુએ લાડુડા લીધા, ને કે બાઇએ લાડુડા દીધા;
માંડવે ગોળ તોળાય, પરસાળે ચોર મજીઠ,
રાતે ગંઠણુ ઝુંમડલું, ઝટ ઝુંમડનું છે કે વહુ તુજ ઘેર.
ઘેર ઘરબારીયાં કઈ બાઈ આવે, માંડવ ઘઉં ધોવાય,
પરસાદે પરસોદી થાયા, નીલે તે ગંઠણુ ઝુંમડલું;
ઝટ ઝુંમડલું છે કે વહુ તુજ ઘેર, સાસરવાસીયાં કે બાઇ આવે,
માંડવે ઘીય તોળાય, પરસાળે પકવાનો થાય.
પીળું તે ગંઠણ ઝુંમડલું, ઝટ ઝુંમડલું છે કે વહુ તુજ ઘેર,
પીયર પનોતાં કે બાઈ આવે, માંડવ લાડુડા થાય;
પરસાળે મીઠાઇઓ રંધાય, બીનું તે ગંઠણ ઝુંમડલું,
ઝટ ઝુંમડલું છે કે વહુ તુજ ઘેર, લાડકવાયાં કે બાઈ આવે.

## સીંદુરિયો.

### વર નવરાવતી વખતે ગાવાનું ગીત.

વર ઉદર ધરીયો દસ માસ, બાળ જોઇને પ્હોતી છે આશ,
રિ વરની માતા મનોરથ ચીંતવે, કઇ સુતી સુવાવડ માંય;

ઇવર માંહળ માંહે લોટંતા, ઈવિર સોયાણીને મન શોભંતા,
ઇવર છઠી માંહે લોટંતા, ઇવર ફૈયરને મન શોભંતા.
ઇવર પારણીયામાં પોઢંતાં, ઇવર બેનને મન શોભંતા,
ઇવર હીંડતાને બોલતાં, ઇવર પાડોશીને મન શોભંતા;
ઇવર બેસંતાને રીખંતા, ઈવિર પીતાજીને મન શોભંતા,
ઇવર હસંતા ને રમંતા, ઈવિર સજ્જનને મન શોભંતા.
ઇવર પાંચે તો વરસે નીશાળીયો, ઇવર ભણેરે પંડયાની સાથ,
ઈવિરને પાટીને ખડીયો છે હાથ, ઇ બાળો નિત્ય નિત્ય કરે છે કલોલ;
રાજાની વાડીમાં કેવગેરી, સાસુ પછે છે વર વરસે છે કેવડો,
મારે ઓરડે અજવાળડાં, ત્યાં કે રત્નજડીત દીવા બળે રે.
ત્યાં કૈયોભાઈ વરાસર કરે, ત્યાં કને કહી વહુ ગોર પૂજી વળ્યાં રે,
ત્યાં કને કેયો મહેતો ઓળગડી કરે, મારી ઓળગડી વધારજોરે;
અમને કયો વર દૃષ્ટે દેખાડજોરી, મારા કયા વરને ખોળે છે સુખડી,
કઇ સાસુ મુખ જોઇ માગે છે ભુખડી, કયા વરને ખોળે છે ખીચડી.
સાસુ આપે છે, મુખ જોઈ દીકરી.

## રાખર ગોર.

ઉગતાંરી વનિચર તેજ ધરે સોહ્યાં ઘરેણાં,
કંઈ મુખ બાર આવતનું છે તેજરી સોહ્યાં.
કઈ બાઈ નયણ સલુણનાં સોહ્યાં.
કંઇ ચાંદલો નમેરી ન લાલ સોહ્યાં.
કઈ બાઇ નયણ સ ટીલડી સોહ્યાં.
કંઇ ચાંદલો નિરમળી રાત. સોહ્યાં.
અમર ગાજીને ગરમડે સોહ્યાં.
કંઈ વીજ ઝંબુકતે જાય સોહ્યાં.
ફુકલા વરણી છે વીજળી સોહ્યાં.
કંઇ સીંદુર વરણી છે રેખરી સોહ્યાં.
ગાજીને ગરબડી મેહ વરસીયો સોહ્યાં.
કંઈ વરસ્યો છે સકળલે દેશ સોહ્યાં.
દહીંએ ને દુધે મેહ વરસીયો સોહ્યાં.
કંઇ માખણે બાંધી છે પાળરે સોહ્યાં.
ભરીયાં છે ચારે તળાવડાં સોહ્યાં.
કંઇ ભરીયો છે નદીઓનો નાવ સોહ્યાં.

ત્યાંતે (જમાઇનું નામ) લાડકડો ઝીલી વળ્યો સોહ્યાં.
કાંઇ સસરાને લાગે રૂહાડ (રૂડું) સોહ્યાં.
પહેલો તે કળસ અમીરસે ભર્યો સોહ્યાં.
કાંઇ બીજો ગંગાજળ નીર સોહ્યાં.
અગ્નિ તે કળશ ધ્રુઆખ્યાને ભર્યો સોહ્યાં.
કાંઇ ચોથલો મારે મનોર સોહ્યાં.
કાંઇ ચારે તે કળશ અમીરસે ભર્યા સોહ્યાં.
લાડકડા (વરનું નામ) શિર ઢળ્યા. સોહ્યાં.
મેં તુંને દીઠડો કૈયા વર સોહ્યાં.
ગોડારના મઠબાર સોહ્યાં.
શ્રીફળ લઇને પાયે પડયો સોહ્યાં.
ઝગ ઝગતી તું કે બાઇને માગ સોહ્યાં.
મેં તુંને દીઠડો કૈયાવર સોહ્યાં.
કાંઇ ધણા ગોરના મઠબાર સોહ્યાં.
ફોફળ લઇને પાયે પડયો સોહ્યાં.
લાડકડી તું કે બાઇને માગરે સોહ્યાં.
મેં તુંને દીઠડો કૈયાવર સોહ્યાં.
કાંઇ બીલંફીના મઠબાર સોહ્યાં.
કાંઇ બીજોરૂં લઇને પાયે પડયો સોહ્યાં.
રઢીયાળી તું કંઇ બાઇને માગ સોહ્યાં.
મેં તુંને દીઠડો કૈયા વર સોહ્યાં.
કંઇ ઉટડીના મઠબાર સોહ્યાં.
અમર ફળ લઇને પાયે પડયો સોહ્યાં.
ઝળ હળતી તું કંઇ બાઇને માગ સોહ્યાં.
ચારે તે ગોર પ્રસન્ન થઇ સોહ્યાં.
લાડકડી લાગે છે પાય સોહ્યાં.
પાય લાગીને વર માગીયો સોહ્યાં.
એને હોજોરે કૈયા વર ભરથાર સોહ્યાં.
હરીયાળી ગોરે હૈયે ધર્યા સોહ્યાં.
કાંઇ ખાજલીયે શ્રીફળા કાજ સોહ્યાં.
ભલા રખીયે વર ત્રેવડયો સોહ્યાં.
ત્રભાણી તણે પરસાળરી સોહ્યાં.

ચરણાં ગોરે વર ચિંતવ્યો સોહ્યાં.
પૂજ લીયે પખાળ્યા છે પાય સોહ્યાં.
ઉમાવતીયે મારગ દેખાડીયો સોહ્યાં.
કંઇ નવરંગીએ પૂર્યાં છે રંગ સોહ્યાં.
સખર ગોરે વર સાંધીયો સોહ્યાં.
કાંઇ જયવંતી જમાળ ગોરરી સોહ્યાં.
ઝાંપલીયે ઝાંપો ઉઘાડીયો સોહ્યાં.
કાંઈ પાણીયારે તળે પરશાળ સોહ્યાં.
દુઃખદ ગોરે દુઃખ છેદીયારી સોહ્યાં.
સુખ આપજો સાર સાગોરરી સોહ્યાં.
અણારખી ગોરે વર આણીયો સોહ્યાં.
કંઈ કલ્યાણીએ કીધલા કાજ સોહ્યાં.
સોળે ગોરે વર માગીયો સોહ્યાં.
ત્યાં લાડકડી લાગે છે પાયરી સોહ્યાં.
પાય લાગીને વર માગીયો સોહ્યાં.
કાંઇ એને હોજો ભવોભવ ભરથારરી સોહ્યાં.
વર તુંને ઉતારા ઓરડા સોહ્યાં.
ત્યાં દીવડા ધર્યા છે ચાર સોહ્યાં.
પહેલો તે દીવડો મંડપે ધર્યો સોહ્યાં.
કંઇ બીજલો પરસાળરી સોહ્યાં.
અગ્નિતે દીવડો ઓરડે ધર્યોરી સોહ્યાં.
કાંય ચોથલો માય મનોહેર સોહ્યાં.
ચારે તે દીવડા થર રહ્યારી સોહ્યાં.
કાંઇ વરના ઉતારડા માંહીરી સોહ્યાં.
વર તુને તાણીએ આવીઆરી સોહ્યાં.
કાંઈ બ્રહ્મચી બ્રહ્મના પુત્રરી. સોહ્યાં.
બ્રહ્મચી બ્રહ્મ પાયલાં સોહ્યાં.
કાંઇ સુવર્ણી ધર્યારે પાનેડા સોહ્યાં.
નાણીએ બ્રહ્માજી આવીયારી સોહ્યાં.
કાંઇ સરસાં સાવીત્રી છે સાથરી સોહ્યાં.
નઇણીએ ચંદ્રમા આવીઆ સોહ્યાં.
કાંઇ સરસાં રોહીણી છે સાથરી સોહ્યાં.

જાણે કયો દેવ વેવાઇ આવીઆ સોહ્યાં.
કાંઇ સરસા કાંઇ સાસુજી સાથ સોહ્યાં.
નોણીએ ઇશ્વર આવ્યા સોહ્યાં.
કાંઇ સરસાં પારવતી છે સાથરી સોહ્યાં.
વર ચડ્યોરે ગંગાધર ઘોડલે સોહ્યાં.
માથે ઓઢયું મેઘાડંબર છત્રરી સોહ્યાં.
છત્ર ઓઢીને ઉભો રહ્યોરી સોહ્યાં.
કાંઇ સકુળ માવલડીના પુત્ર સોહ્યાં.
કોટ કસીઅડાં શોભતાં સોહ્યાં.
કાંઈ ઉભો છે તોરણ બારરી સોહ્યાં.
ધુંસળ, મુસલેવર પોંખીયોરી સોહ્યાં.
કાંઈ સાસુજી તાણે છે નાક સોહ્યાં.
વર કન્યા માયરે આવીયાં સોહ્યાં.
કાંઇ એસણ ઢાળીયા બાજોઠરે સોહ્યાં.
માયરે મદુપર્ક આણીયું સોહ્યાં.
કાંઇ શ્રી બ્રાહ્મણ ભણે છે વેદ સોહ્યાં.
પહેલું તે મંગળ વરતીયું સોહ્યાં.
ત્યાં કાંઇ દાદાએ દીધાંછે દાન સોહ્યાં.
દાદો છેછે ગાયને વાછડાં સોહ્યાં.
કાંઇ દેછે કન્યાનાં દાન સોહ્યાં.
બીજું તે મંગળ વરતીયું સોહ્યાં.
કાંકે દીધાં છે રથને પાલખી સોહ્યાં.
કાંઈ દે છે કચોળાંનાં દાન સોહ્યાં.
અગ્નિતે મંગળ વરતીયું સોહ્યાં.
કાંઇ મામોજી દે છે દાનરે સોહ્યાં.
મામે દીધા છે ઘોડાને હાથીયોરી સોહ્યાં.
કાંઇ દીધાં છે મોસાળાનાં દાન સોહ્યાં.
ચોથું તે મંગળ વરતીયું સોહ્યાં.
કાંઈ વીરોજી દે છેરે દાન સોહ્યાં.
દીધાં છે નાતલ ભભાણલાં સોહ્યાં.
કાંઇ દીધાં છે મદુપર્કનાં દાનરી સોહ્યાં.

# અગર ચંદનના ઓરડા, ભાલણી.

મારે અગર ચંદનના ઓરડા, ધણું રાજ્યલો,
મારે સુખડ રચીયાં કમાડ માલખણી રાજલ્યો;
મારે સાગ સીસમનો ઢોળીયો, ધણું રાજ્યલો,
મારે મીસરૂની તળાઈ, માલખણી રાજલ્યો.
મારે ગાલે તે ગાલ મસુરીયાં, ધણું રાજલ્યો,
મારે ભેરવના છે ઓછાડ માલખણી રાજલ્યો;
મારે હાંડલડે હીરા જડયા, ધણું રાજલ્યો,
મારે અટુંડે ચૌદ રતનરે, માલખણી રાજલ્યો.
મારા ચુલાને ચાર ચોગરાં, ધણું રાજલ્યો,
મારા ઓલાને ત્રસે થીઓ ત્રણ, માલખણી રાજલ્યો;
મારે રાંધનારીને હાથે રાખડી ધણું રાજલ્યો,
મારા જમનારાને હાથે વેઢ, માલખણી રાજલ્યો.
મારે પાણીવાળીને પગે વીંછુવા ધણું રાજલ્યો,
મારે ગોળાને ઘુઘરમાળ, માલખણી રાજલ્યો;
મારી સાંઢને કોટે સાંકળી ધણું રાજલ્યો,
મારે બળદની કોટે છે ઝૂલ, માલખણી રાજલ્યો.
મારે મોભાયે મોતીજરે, ધણું રાજલ્યો,
મારે બારસાખે લક્ષ્મીનો વાસ માલખણી રાજલ્યો;
મારે ઘુઘરીઆળો ઝાયલો, ધણું રાજલ્યો.
મારે સાંકળીઆળી છેવાડ માલખણી રાજલ્યો,
આજરે ખેંગારરાવની અસવારી ધણું રાજલ્યો.
મારા ઝાંપલા આગળ જાય માલખણી રાજલ્યો,
કૈયારે મહેતાના ઓરડા ધણું રાજલ્યો;
કૈયા નાગરના ઉંચા વાસ માલખણી રાજલ્યો,
આ કૈયારે મહેતાના ઓરડા ધણું રાજલ્યો.
કૈયા નાગરના ઉંચા આવાસ માલખણી રાજલ્યો,
ખેંગારજીને તેડાં મોકલે ધણું રાજલ્યો;
તમે કૈયા મહેતાઓ દેશ પધારો માલખણી રાજલ્યો,
તમારે જે જે જોઈ તે મગાવશો ધણું રાજલ્યો.
તમારે અવસર આવ્યો છે આજ માલખણી રાજલ્યો,
અમારે જોઇએ સોનાં સાંકળી ધણું રાજલ્યો;

રૂપૈયાની છાટ છોડાવજો માલખણી રાજલ્યો,
સોનાં સાંકળાં પહેરે અમારા દીકરા ઘણું રાજલ્યો.
રૂપૈયા ખર્ચવાને કાજ માલખણી રાજલ્યો,
માધુભા તે તેડાં મોકલે, ઘણું રાજલ્યો;
તમે કયા મહેતાઓ દેશ પધારો માલખણી રાજલ્યો,
તમારે જે રે જોઇએ તે મંગાવજો ઘણું રાજલ્યો.
તમારે અવસર આવ્યો છે આજ માલખણી રાજલ્યો,
અમારે જોઇએ સારાં કસુંબા ઘણું રાજલ્યો;
છાયલની છાટ છોડાવો માલખણી રાજલ્યો,
કસુંબાં પહેરે મારી વહુવારૂરી ઘણું રાજલ્યો.
છાયલ દીકરીઓને કાજ માલખણી રાજલ્યો,
વહુવારૂ પહેરે મારાં ઘર વસે ઘણું રાજલ્યો;
દીકરીઓ પહેરી વર ઘર જાય માલખણી રાજલ્યો.

## વહાણ.

આવ્યો આવ્યો તે કારતક માસ, સઘળી સામગ્રી સજ્જ કરો વણજારારે.
તેડો તેડોરે સુતારો બેચાર, નવલડાં વહાણ ઘડાવીએરે વણ.
તેડો તેડોરે લુવારો બેચાર, નવલડાં વહાણ ઘડાવીએરે વણ.
તેડો તેડોરે કર્માગરો બેચાર, નવલડાં વહાણ ચીત્રાવીએરે વણ.
તેડો તેડોરે દરજી બેચાર, વહાણની સઢ સીવડાવીએરે વણ.
તેડો તેડોરે વ્યાપારી બેચાર, વહાણમાં માલ ભરાવીએરે વણ.
તેડો તેડોરે નાંખવા બેચાર, નવલડા વહાણ હંકારીએરે વણ.
તેડો તેડોરે સોનાસણ બેચાર, નવલડાં વહાણ વધાવીએરે વણ.
પહેલી સોવાસણ કે વહુ જેને ઝાલને ઝુમણાં માથે,
ઘુઘરીઆરી ઘાટડી, નવલડાં વહાણ વધાવીએરે વણ.
બીજી સોવાસણ કે વહુ જેને ઉતરી ને સાંકળાં,
માથે ઘુઘરીઆરી ઘાટડી નવલડાં વહાણ વધાવીએરે વણ,
ત્રીજી સોવાસણ કે વહુ જેને ચીરને ચુંદડી,
માથે ઘુઘરીઆરી ઘાટડી નવલડાં વહાણ વધાવીએરે. વણ,
ચોથી સોવાસણ કે વહુ જેને વેઢ ને વીટીંઓ,
માથે ઘુઘરીઆળી ઘાટડી નવલડાં વહાણ વધાવીએરે. વણ.
તેડો તેડોરે જોસીડા બેચાર, વહાણનાં મુહુર્ત પુછાવીએરે વણ.
વહાણે ચડ્યોરે કે બાઇનો વીર, ચડયોરે કે વહુનો નાવલોરે વણ.

જે છીપ્યાંરે લંકાંગઢ હેઠ, લંકાગઢને રાયે રાણે પૂછીયું વણ.
કહો મે'તા કેટલેકડેકાજ, સેરે અવસરે તમે આવીઆ વણ.
સોનાં જોશે પોંચીઓને કાજ, લાડકડા મારે કેયા ભાઇનો સાહેરો વણ.
વહાણે ચડયો કે બાઇનો વીર, કે વહુનો નાવલો વણ.
જે છીપ્યાં રે હડમત ગઢ હેઠ, હડમત ગઢને રાયેરાણે પૂછીયું વણ.
કહો મહેતારે કેટલેકડે કાજ, સેરે અવસરે તમે આવીયા વણ.
હીરા જોશેરે પોચીઓને કાજ, લાડકડા માર કેયાભાઇનો સોહેરો વણ.
વહાણે ચડયોરે કે બાઇનો વીર, ચડયોરે કે વહુનો નાવલો વણ.
જે છીપ્યાં ચીત્રોડ ગઢને હેઠ, ચીત્રોડ ગઢને રાયેરાણે પૂછીયું વણ.
કહો મહેતારે કેટલેક કાજ, સેરે અવસરે તમે આવીયા વણ.
ચુની જોશેરે પોંચીને કાજ, લાડકડા મારે કે ભાઇનો સાહેરો વણ.
વહાણે ચડયોરે કે બાઇનો વીર, કે વહુનો નાવલો વણ.
જે છીપ્યાંરે મલબાર ગઢ હેઠ, મલબાર ગઢને રાણેરાયે પૂછીયું વણ.
કહો મહેતારે કેટલેક કાજ, સેરે અવસરે તમે આવીયા વણ.
મોતી જોશેરે પોંચીઓને કાજ, લાડકડા મારે કૈયા ભાઇનો સોહેરો વણ.

## સમરથની ઘોડી.

પ્રથમ પુજીએ ગણપતી પાયે, વિનવીયે દ્વારાંમતિ રાયે;
હવે સરસ્વતિ પુરોને આશ, જેમ ગાઇએ તે નીલવિલાસ.
આરંભોને અમૃત વાણી, જે એ પરણશે રૂકમણી રાણી;
ભીમક તનયા છે રે કુંવારી, ઇર્તાવર વાંચ્છે છે મુરારી.
રાજા ભીમક કરે રે વિચાર, વર વામનજી ગીરધારરે;
નાનડીયો ન જાણેરે બાળ, તેણે તેડાવ્યો રાય શીશુપાળ.
શીશુપાળ જાન ભલી પેરે લાવ્યો, તે તો નારીના મનમાં ન આવ્યો;
પૃથ્વીપર સૌ કોઇને ભાવે, રાણી રૂકમણીએ જોઇ છે જાન.
એનાં અંગ તણી ગઈ સાન, વીવા સંધ વેણ ગઈ છૂટી;
ચુડી, કંકણ, નાખ્યાં છે છોડી, હૈયાંનો ત્યાં હાર ઉતારે.
મનમાં વર કહાન સંભારે, મેંતો શાં શાંરે પ્રાયશ્ચિત કીધાં;
કેનાં પરધન ચોરી રે લીધાં, કેનાં રત્ન ઉલાળીને લીધાં.
પય પીતાં તે બાળ વછોડયાં, પર સ્ત્રીને ચડાવી છે આળ;
ગ્રહ પાસથી ગજને છોડાવ્યો, પાળીયાં પટકુળ પહેરાવ્યાં.
તે તો ભરીરે સભા માંહે આવ્યાં, મેં તો પુજ્યા છે ગવરીના ગાળા;
તો કંઈ તજીને ન પારી ગોવાળ, મેં કંઇ પુજ્યા ગવરીના પાયે.

તો કંઇ તજીને ગયા જદુરાય, મેં તો પુજ્યા છે ગવરીના સ્તંભ;
તો કંઈ તજીને ગયા ગોવીંદ, મેં તો પુજ્યાં છે ગવરીનાં શીશ.
તો કંઇ તજીને ગયા જગદીશ, તેવે સામે આવ્યા છે તાત;
રાજા ભીમકે સાંભળી વાત, મારી ગૈરે કુંવરીને કોઇ વારો.
ગુણવંતી વિદ્યા ઘરે આવે, તેને લેખ લખાવી આપું;
લેખ લખે અને એમ કહાવે, જે કહેજો કૃપાનાથ આવે.
ત્યારે વિપ્રે વિચારી છે વાત, પંથ દુર કે પેરે થાશે;
પંડયે કીધાં છે અહાર અપાર, જે સુતો તે પંથ મોઝાર.
શ્રી કૃષ્ણે ત્યાં કીધી છે સાર, જે જગવ્યા દ્વારામતીરાય;
હરીએ હસી આલીંગન દીધાં, બાંય ઝાલી બેઠા રે કીધા.
પંડયા કહો કેમ આવ્યારી આજ, પંડયા કહો અમ સરખાં કાજ;
ભીમક કન્યા છે રે કુંવારી, તે તો વર વાંચ્છે રે મુરારી.
પંડયા નારીનાં ચરિત્ર ન જાણો, નીરીની છે કંઈ નિસાન જાત;
છાની કેને વધારે રી વાત, જેમ રોહીણીને મુખે ચંદ્ર.
જેમ નારીને મન ગોવીંદ, નારી નથી દીલડાંનીરે કુડી;
હર કહેતાં હંસ જાય ઉડી, શશીવદની સુંદરી છે બાળ.
એની અધરે કટાસ ઉગારી, આપ વચને રહ્યો છે મોહ;
તેને પર પ્રીતી કેમ હોય, પંડયા નારીનાં રૂપ વખાણે.
શશીવદની તે સુંદરી નારી, એને નલવી ચાંદલો લાવ;
નાક જાણે તેલની ધાર, આંખ જાણીએ આંબલા પહાડ.
ઇતો ટીલી કરે ટપકાળી, ઇતો આંખ આંજે અણીઆરી;
એની ભમર વંક્સ વંકી, કડ જાણે કેસરીલંકી.
એને નામના ગોદડહાર, એને ચંપકવરણી શૃંગાર;
એને પાયે પટોળી રી ચંપે, જોઈ ચાંદો સુરજ બહુ કંપે.
ખેતલીએ ત્યાં બાંધ્યા રીમાલ, મોરલીએ ત્યાં લીધલો વાદ;
ભલા તેજીડા તુખાર્યા, ભલા ગંગાધર અસવાર.
હમ હેમ મણીધર આવ્યા, વધામણી વિપ્ર લૈ આવ્યા;
વિપ્રે વિનવ્યાં છે રૂકમણી રાણી, ઉઠયો આવ્યા સારંગધરપાણિ.
તે તો વાત મેં સાચી રી જાણી, તમારી જીભ ઘડાવું સોનાની;
રૂકમણી મરકલડે અંગ મરોડે, બ્રાહ્મણને ત્યાં બેઉ કર જોડે.
બાળી અંબીકાજી પુજવા જાય, ત્યાં તો અગરના ધુપ રી થાય;
ત્યાં કંઇ મોતીના ચોક પુરાય, પુજી હરજીને લાગી છે પાય.

વર દેજો દ્વારામતી રાય, પુજી હરજીને માગે છે માન;
વર દેજો ગોકુળ માયલો કાન, પુજી હરજીને પાછાં રી વળીયાં.
ત્યાં શ્રી કૃષ્ણે કંદોઘર ધરીયાં, રૂકમૈયા કેડે રી ધાય;
આમ એકે કોણ હરી જાયે, ઝરકી મરડી રથે રે બાંધ્યો.
તેને રથ સરીખો સાંધ્યો, શ્રીકૃષ્ણે રૂકમૈયાને ત્યાં ચોળ્યો;
તેને રથ સરીખો રી જોડ્યો, સ્વામી સાળો તમારો રે થાય.
સ્વામી મહીયર માઈરે જાશે, એતો મુળ માધવપુર આવ્યા;
ત્યાં તો આલુડા વાંસ બંધાવ્યા ત્યાંતો નીલુડા કળશ ચીતરાવ્યા.
ત્યાં તો ચોરીએ ચોમઠ વાળ્યાં, નાગ પાસે ત્યાં બંધ બંધાવ્યા;
ત્યાં તો લક્ષ્મીનારાયણ આરોગ્યાં કંસાર હવે જગ રી જીત્યો સંસાર.

## રૂકમણી હરણ.

સારદા ગણપત વરણવું, પરણમું ગુરથનાં ચરણરે;
મુગટ દામોદર ઇશ્વિર, ગાઇએ શ્રી રૂકમણી હરણરે.
ભીમરાયા કુળ બેટડી, તે જડે ત્રીભુવન સાલેરે;
શ્રી કૃષ્ણને રે દેવા ન દે, રૂખમૈયે એવી મત કીધીરે.
અવિચળ વચન અમારૂં, બેન શીશુપાળને દીધીરે;
બાઈ શીશુપાળને દીધીરે, અવર વરરે હું તો નહિ વરૂં,
આવોને દેવ મુરારરે.
તેડાવો અતિનોર બ્રાહ્મણ, પુછું વાત ઘરમાં બેસારીરે;
હાથ પીળીને બહેડાં રચ્યાં, જાન લૈને વહેલા પધારોરે,
વર લૈને વહેલા પધારેરે.
નીપના ટોડાને તોરણ, માંડવે રચીઅલ મંત્રરે;
માંડવે પરેચ બંધાવીયા, નૈત્ર તણા છે ઉલેચરે.
માંડવે મોર કળા ભરે, કેળ વૃક્ષ કેલના સ્તંભરે;
દેરા સાઇ એ પુતળી, માંડવે નાચે છે રંભારે.
રૂખમૈયો બહેનને વીનવે, બેન તમે કરો ને શૃંગારરે;
બાઇ તમે કરો શણગારરે.
પહેરોરે પાટવ પંડીને, ટીલડી તમે રે લલાટ;
સાદ સીંદુરીઆં કાંચળી, કંઠે એકાવળ હારરે.
મોડીએ મોડીએ ડગ ભરે, મનમાં હરીહર ચીંતવે;
ચિત્તના ચિતમાં ચીંતવે, જમણા ફડકે છે અંગરે.
ઉભીને જુવે છે વાટડી, બેક્યમાં કોઈ હશે જાનરે;

જેમાં રે જાદવકુળ અવતર્યા, તેમાં છે કાજ અક્ષરે.
પડે રે આહેરડી ધૂળમ, ધરણી માંહે નવ માયરે;
શીશુપાળ બેઠો રે તેળીયે, રૂકમણી હરી ગયા શ્રીકૃષ્ણ.
કુટુંબ રસ્યું રે તમારડું, રાખજો અમારડો વીરરે;
રૂકમૈયા જીવતો રાખજો, રાખજો લજાશું રોળવા કાજરે;
ધૃત શું રોળવા કાજરે.
મુળ માધવપુર આવીયા, સજ્જનને દીધલાં માનરે;
કુટુંબને દીધલાં માનરે.
માધવપુરના વનમાં ચોરી, ત્યાં બાંધી છે ચારરે.
ચોરીએ ચોગઠ વાળજો, નાગ પાસે નાગણી કાનરે;
પડગે પીતાંબર અવતર્યા, ઘોડે ગોવરધનરાયરે.
માટલીએ મધુસુદન, કળશે જનાર્દન દેવરે;
ચરકલીએ ચતુર્ભૂજ અવતર્યા, ગેડી દડે ગણપતી દેવરે.
ઉજળી શાળ મંગાવજો, લજાશું હોમવા કાજરે;
ધૃત શું હોમવા કાજરે, પહેલી આહુતી એમ ભણે.
ઘણું સૌભાગ્યવંતી હોજો, બીજી આહુતી એમ ભણે.
ઘણું સુખવંતીલાં હોજોરે, અગ્નિ આહુતી એમ ભણે.
ઘણું ધનવંતીલાં હોજોરે, ચોથી આહુતી એમ ભણે.
ઘણું પૂત્રવંતી હોજોરે, લક્ષ્મીનારાયણ કંસાર આરોગીયા;
હવેરી જીત્યોરે સંસારરે, જગરે જીત્યારે સંસારરે.

## શ્રીકૃષ્ણ દ્વારામતીનો વિવાહ.

દ્વારકાંમાંથી ચાલ્યા જાદવરાય, રૂકમણીને પરણવા રી;
પોતા પોતા કુંતનપુર માંહે રૂકમણીજીને પરણવા માટે.
પધાર્યા છે પુરૂષ પુરાણ રૂકમણી૦ પધાર્યા છે જાદવરાય રૂકમણી૦
અંબીકાજી પુજવાને જાય રૂકમણી૦ રથમાં બેસારે જાદવરાય રૂકમણી૦
હરણ કરે છે બળવીર, રૂકમણી૦ રૂખમૈયો રાયે શીશુપાળ રૂકમણી૦
અમ બેઠે કોણ હરી જાય રૂકમણી૦ આવ્યા છે કાંઈ માધવપુર રૂકમણી૦
જે કૃષ્ણ દાસના સ્વામી નંદકિશોર. રૂકમણી.
માધવપુરના ત્યાં વનમાં ચોરીતે બાંધી છે ચારરે.
ચોરીએ ચોગઠ વાળજો, નાગ પાસે નાગણી કાનરે.
પડગે પીતાંબર અવતર્યા, ગોળો ગોવરધન દેવરે.
માટલીએ મધુસુદન, કળશે જનાર્દન દેવરે

ચરકલીએ ચતુર્ભુજ અવતર્યા, ગેડી દડે ગણપત દેવરે.
બાજોઠે બેઠા આનંદમાં, તે રાય છે બળભદ્રજીનો વીરરે;
વેદ જનોઇ પહેરાવીયા, ધોતી પીતાંબર ધર્યા સુત્રધારરે.
જોણીયા અસુધ આવીયા, સાસુજી ખાજુ ખાંડ ખવરાવશેરે;
જોણીયાંની રીત રૂઇને કીધી, ચુકવ્યા છે ફૈયરના કરરે.
જોણાંની રીત સૌને કીધી, સજ્જ થયો વર ઘોડે ચડી આવતો;
જે કૃષ્ણદાસજી ઉલ્લાસમાં, ભાવથી હરી હૈયે રાખુંરી.
તતપર થે જાન જાદવની સણગાર્યારે,
સુંદરવર જદુરાય, વીઠલોવર ઘોડલે.
માથે પુષ્પનો ખુંપ પહેરીયો, નેત્ર માંહેરે જીણો કાજળ જણાયરે વિઠલો૦
ગળા માંહે ઝાલને ઝુમણાં, સાહે શ્રીફળ લીધું હાથમાંરે વીઠલો૦
પીઠી માંહેરે વહાલો પ્રેમ જણાય, નેત્ર માંહેરે જીણો કાજળ જણાયરે વીઠલો૦
અંગે દુશાલા ઓઢીયા, શોભા માંહેરે શોભે માધવરાય વીઠલો૦
કુમારીકા લુણ ઉતારે છે, વર કેડેરે સૌ સોવાસણ ગાય વીઠલો૦
જે કૃષ્ણદાસ ઉલ્લાસમાં, ઉછરંગેરે સાસુ પોંખવા જાય વીઠલો૦
કૃષ્ણજીને સાસુજી પોંખવા જાયરે, જાની ત્યાં ભરી ભરીને ઉતરાયરે.
સીરોટાની થાળી ઉતારી સાસુ દેછેરે, વરજીની માતા હાથોહાથ લેછેરે;
રીસાઇને જાય છે વરજીનાં માતરે, તેને સાસરીયાં કરે છે રાનીઆતરે.
ધુંસળ મુસળ ચાકરવાઇયો, ઉતારીને સાસુ પોંખે છે જમાઇનેરે;
પીંડલાં ત્યાં વાળ્યાં છે, એનીપર ચારરે, ઉતારીને નાંખે છે ચોદિશ ચારરે.
પાંબરીઆળોટી અંતરપટ વાળ્યાંરે, ચોંટીયો ભરાવી વહાલો આગળ થાયરે;
સાસુજી નાક તાણીને ઘરમાં લૈ જાયરે, શિવ બ્રહ્મા વારે છે તે ટાણેરે.
સંપુટ ચાંપી વ્હાલોજી ઘરમાં જાયરે, શિવ, બ્રહ્મા વેદ ભણે છે તેણીવારરે;
ભીમક દેછે કન્યાદાનરે, વર કન્યા બેઠાં છે એક પાટરે.
કુંવા પુજા કીધી, લજા હોમ થાયરે, વહુજીનો ભ્રાત અંગોઠો ચંપાવેરે;
હથીવાળો મેળવે છે તે ટાણેરે, વરકન્યા દીસે છે નવે તેવડાંરે.
સજ્જ થઇને સાસુજી ત્યાં આવ્યાંરે, સૂવર્ણનો થાળ કંસાર ભરી લાવ્યાંરે;
અન્યોઅન્ય કોળીયા કામ ભરાવેરે, પરસાપરસ તેલ સંચારા થાયરે.
એકીબેકી રમે તે મનમાં ગમેરે, માંહોમાંહે રમત સુતની રમાયરે;
ત્યાં કને નીપજ્યાં છે ખુવાનરે, ભોજન કરીને ચાલે છે જાનરે.
ભીમક દે છે તેને માનરે, જે કૃષ્ણદાસ પરણીને ઘેર જાયરે;
પરણીને પધાર્યા છે શ્રી હરી, નગર દ્વારકાં.

માંહે નગરના લોક જોવા મળ્યા, પધાર્યા છે ત્રીભુવનરાય;
જળનો કળસીયો ઉતારીને લાગે છે સાસુજીને પાય,
લાગે છે દેવકીજીને પાય.
તેમ છડીયે રમે આંગણે વીલાસે છે વરને વહુ;
કોથળીમાં હાથ ગલામણી, સસરે અમુલખ દીધું.
વહુજીને અમુલખ દીધું મંદીરનો મોભ વધાવીને;
લાગે છે સાસુજીને પાયે, જે કૃષ્ણદાસ ઉલાસમાં. પરણીને૦

## રૂકમણી વીવાહ.

### કડવું ૧ લું.

કુંતનપુર વીવાહ રચ્યો, સુણી ભુપતિ ભીમકરાય;
કન્યા દેવી શ્રીકૃષ્ણને, આનંદ ઉર ન માય.
રૂકમૈયે તે જાણીયું, ઉર વાધ્યો અતિશય કાળ;
કન્યા ન આપું કૃષ્ણને, એ છે ગાયોનો ગોવાળ.
રૂકમૈયાનું મન મેલું, ને તેડાવ્યો શીશુપાળ;
રૂકમણીએ તે ખબર જાણી, ને અંતર ઉઠી ઝાળ.
દુર ઘણું દ્વારામતીને, રહ્યો લગ્ન વચ્ચે દીન એક;
અંતર્યામી આવજો, ને રાખજો મારી ટેક.
એમ કરગરી કુંવરીને, કાગળ લખવાની આશ;
મુક્તાનંદ કહે માનુંની, થૈ જગતથી ઉદાર.

### કડવું ૨ જું—ઢાળ.

મારી સાર લેજો અવિનાશીરે, જાણી જન્મોજન્મની દાસીરે;
વાંચી કાગળ વહેલા રી આવો રી, મારા તનનોરે તાપ બુઝાવોરી.
દીન એક લગ્ન વચ્ચે જાણીરે, વહેલા આવજો સારંગપાણિરે;
મેં તો તમ અરથે તન ધરીયુંરે, મેં તો તમ ચિત્તે તન ધરીયુંરે.
જો તમે નાથ નહિ આવો વેલારી, તજું પ્રાણ લગ્નથી પહેલારે;
કહે મુક્તાનંદ મુરારીરે, વહાલા રાખજો ટેક અમારીરે.

### કડવું ૩ જું.

લે કાગળ વિપ્ર સીધાવ્યારે, હરીની કરૂણાથી દ્વારીકાં આવ્યારે;
દીઠું દ્વારકાંમાં સુખ ધામરે, જેના રાજા છે સુંદર સ્યામરે.
વ્હાલા વિપ્રને આવતા જાણીરે, ઉઠયા સન્મુખ સારંગપાણિરે;
પૂછી ક્ષેમને કાગળ લીધોરે, પત્ર વાંચી દૃઢ હૈયે કીધોરી.
પુજ્યા વિપ્રને દઇ ઘણું માનરે, જાવા તૈયાર થયા ભગવાનરે.

સાથે વિપ્રને રથમાં બેસાડીરે, આવ્યા કુંતનપુર શ્રીમોરારી;
એવા ભક્તવત્સલ ગીરધારીરે, જાયે મુક્તાનંદ બલીહારીરે.

## કડવું ૪ થું-સાખી.

માંનુની મનમાં ચીંતવે, કેમ ન આવ્યા સુંદરશ્યામ;
વાર ઘણીથૈ વિપ્રને, નસાર્યાં મારાં કામ.
જો નહિ આવે જદુપતિ, તો તજીશ મારા પ્રાણ;
તેવામાં દ્વિજ આવીયા, જેમ આવે રામનું બાણ.
વિપ્રવદન જોઈ વનિતા, આનંદ વાધ્યો અપાર;
પ્રાણજીવન પધારીયા, જગજીવન જુગ આધાર.
કુંતનપુર હરી આવીયા, શુણ ભુપતિ ભીમકરાય;
સામા જઈ સન્માન કર્યાં, ને આનંદ ઉર ન માય.
ત્રીકમ તોરણ આવીયા ને, વરત્યો છે જે જે કાર;
મુક્તાનંદ કહે માનુનીના, પુન્યતણો નહિ પાર.

## કડવું ૫ મું-ઢાળ.

દેવીપુજાનો મસલે નારીરે, ચાલી નીરખવા શ્રી ગીરધારીરે.
સાથે લીધો પુજાનો સામાન, ચાલી નીરખવા શ્રી ભગવાનરે;
હરીને ભક્ત અનાદીના જાણીરે, ભાવે પુજ્યા ભવને ભવાનીરે.
વળતાં રૂપ પ્રકાશી બાળીરે, પ્રેમ પાસે તે શ્રી વનમાળીરે;
સંગે અસુર હતા રખવાળારે, જોઈ રૂપ પડ્યા તતકાળ.
વેગે આવીરે અંતરજામીરે, મળ્યા મુક્તાનંદનો સ્વામીરે;

## કડવું ૬ ઠું-ઢાળ.

કર સાહીને રથમાં લીધાંરે, મનવાંચ્છીત કારજ સીધાંરે.
કન્યાહરણ કરી પાછા વળીઆરે, સૈન્ય સહીત બળભદ્ર મળીયારે;
વાંસે રૂકમૈયો ચડ્યો શીશુપાળરે, કન્યા કેમ હરી ગોવાળરે.
બાંધી દ્વારકાંમાંથી લાવું રે, નહિ તો પાછો પૂરમાં ન આવું રે.
જેને યુદ્ધ યદુપતિ સંગે કરીયાં રે, વ્હાલે સર્વે તણા મદ હરીયા રે;
રૂકમૈયાની વાઢી છે દાઢી રે, કાપી કેશને મુક્યો છે કાઢી રે.
રૂકમણીજીનો સોડ નીવારી રે, મુકતાનંદ કહે આવ્યા મુરારી રે.

## કડવું ૭ મું-સાખી.

માધવપુરનો માંડવો, ને જાદવ કુળની જાન.
પરણે રાણી રૂકમણી મન વાંચ્છીત ભગવાન;

જાદવ જાનૈયા થયા, વળી માંડલીયા સોહોય;
વિધિ સહીત વીવાહ કર્યા, કસર ન રાખી કોય.
માણેકસ્તંભ મંડપ રચ્યો, માથે ચોરી બાંધી સાત;
મોહનજી આવ્યા માયરે, કોટીભુવનનો કીરતાર.
માથે તે મુગટ જડાવનો, કાને કુંડળ ઝ્રકાર;
બાંહે બાજુબંધ બેરખા, કોટે કોસ્તુભમણીનો હાર.
શોભે ઘણા શણગારમાં, પીતાંબર અતિ ઉદાર;
હેમ કડાં બેઉ હાથમાં, પાયે નેપુરના ઝણકાર.
વહાલાનું વદન સોહામણું, જાણ્યે ઉગ્યો પુનમનો ચંદ્ર;
મુક્તાનંદ કહે મોહનને, જોઈ થયો આનંદ.

## કડવું ૮ મું–ઢાળ.

વળતી લાડીને શણગારીરે, પીઠી ચોળીને પાટલે બેસારીરે;
લીલી સાડી ધરી તન સોહી છે, જાણે રીજે તે શ્રી ગીરધારીરે.
સોળે શણગાર અંગોઅંગ ધરીયાંરે, ચાલી ભેટવા દેવમુરારીરે;
મળી માતુની મંગળ ગાયરે, એની શોભા વરણવી ન જાયરે.
એવી રીતે મંડપ મધ્યે આવ્યાંરે, તેડી પીયુજીની પાસ પધરાવ્યાંરે
કર સાહેરે સચરાચર સ્વામીરે, નારી માંહેરે મહાસુખ પામીરે.
શોભે માંહેરાંમાં મહાસુખ કારીરે, જાયે મુકતાનંદ બલીહારીરે;

## કડવું ૯ મું–ઢાળ.

વરકન્યાની જોડ બીરાજેરે, જોતાં કોડે તે કાન છબીલાનેરે;
બ્રહ્મ ઓચરે દેવવચનરે, જેજેકાર થયો ત્રીભુવનરે.
વાજે દેવનાં વાજીંત્ર અપારરે, પરણે અખીલ ભુવનનો આધારરે;
શોભે અખંડ અલૌકિક જોડરે, માથે બત્રીસ ભમરીનો મોડરે.
લાડી લાડો જમે કંસારરે, જેની દીગંત ન પામે પારરે;
મુકતાનંદ કહે મહાસુખકારીરે, એવાં ચરિત્ર કર્યા ગીરધારીરે.

## કડવું ૧૦ મું–સાખી.

કંસાર જમતાં કામની બોલે, વિવિધ વચન અપાર;
શ્યામ સુંદર તેને સાંભળે, ને હસતા તે દીનદયાળ.
ઇન્દ્રાદિક સુર પુષ્પ વૃષ્ટિ કરે, વારંવાર;
દેવ નગારાં ગડગડે, વાજીંત્રોનો નહિ પાર.
વિવિધ જન જયજય કરે, ગાયે ગાંધર્વ મધુરાં ગાન;
આનંદ પામે અપસરા, સુર આવ્યા ચડી વિમાન.

ચારે મંગળ વરતીયાં, વરકન્યાની ભલી જોડ;
રૂકમણીને લઇ આવ્યા દ્વારીકાં, તે જાદવ શ્રી રણછોડ.

### કડવું ૧૧ મું-સાખી.

શ્રીકૃષ્ણ પરણ્યા રૂકમણી, આવ્યા તે નગર મોજાર;
જેણે વિવાહ નીરખીયો, તેના વિવાહ તણો નહિ પાર.
પ્રેમે શું મળ્યાં રે પોંખીયો, જુગ જીવન જુગ આધાર;
લીયે ઉમંગે સ્યામની, વારણા વારમવાર.
રૂકમણીએ જે ધારીયું, તે સાચું કીધું સ્યામ;
ભગત જનનાં લાડ પાળ્યાં એવા છે કરૂણા નિધાન.
સકળ જન ઉદ્ધારવા, થયાં મનુષ્ય રૂપ મહારાજ;
પાવન જસ વિસ્તારીયા, શ્રણતાં તે સિદ્ધે કાજ.
નારી જે રૂકમણી વીવાહ શીખે ને ગાય;
તેના મનના મનોરથ, પોતે સર્વે પુરા થાયે.
શેષજીવ પાર ન પામીયા, કહેતાં તે હરી જસ સાર;
તોયે તેના ગુણ ગાવા જાણીને અધંમોધાર.
મુક્તાનંદ કહે મારા પ્રભુની, અવીચલ જુગજોડ;
શ્રોતાજન જે સાંભળો, તે બોલો શ્રી રણછોડ.

## સીતાવેલ.

### ઉથલો.

ઇશ્વિર સુત આરાધીયે, જે શુદ્ધ બુદ્ધ નાથ નરેશ;
ઉમીયા અંગ થકી ઉપજ્યો, તે પ્રથમ પુજ્ય ગણેશ.
જનક સુતા સોહેયે સુંદરી, ને વરવાંચ્છે રઘુનાથ;
ત્ર્યંબક ટોડર મેં ધર્યાં તેની કહુરી શી વીખ્યાત.

### ઢાળ.

તાણી ત્ર્યંબક ટોડર બાંધ્યારે, શુરા ધેર શુરાતન વાધ્યારે,
રાજા જનકે ત્યાં મહાયજ્ઞ રચીયોરે, એનો મહીમાં મંડપ મળીયોરે.
પાતાળના પંડીત તેડયારે, નવખંડના રાજાને તેડયારે,
ભગવાન સભા માંહે આવીયારે, રૂષી સાથે ત્યાં રાઘવ આવીયારે.
છત્રપતી સભા માંહે બેઠારે, લઘુ વેશે ત્યાં રાઘવ પેઠારે,
ઇંદ્ર સહીત જોવા ત્યાં આવ્યા રે, સાથે માન સરોવર હંસ લાવ્યારે.
અંગે લીલા ધણી રૂપુ વેશેરે, જાણે ચૌદ ભુવન સજી દેશેરે.
અસુરપતી મન અહંકાર ધણોને, શ્રીપતી મન ન સોહાય,

નર સઘળા નમતા હુવા, વર દીઠા વૈકુંઠનાથ;
ત્ર્યંબક ટોડર મેં ધર્યા ને, વર મળીયો ભૂપાળ,
વર જોવા જુગદીશને, સતી સીતા કરે શણગાર.
સતી સીતાને સૌ કોઇ વખાણેરે, એની વાત વિદ્યામાં જાણેરે,
નિજ નિર્મળ નિલવા પેખેરે, જાણે બીજનો ચંદ્ર અપેખેરે.
જાગી ભમરી ગોધણુ લે લાગીરે, એનું શિશ રચ્યું શેષ નાગેરે;
નાગરવેલે દાડમ ફળી લાગીરે, પીયુ કહેતાં પરવાળી લાગીરે.
મુખ પંકજ વાણી ઝકોળરે, એનું ગીરીવર રચ્યું ફળ ધારે રે;
નખે મોતી ને માણેક જડીયાંરે, એનાં આગણાં કરણનો કળીયોરે.
કાને સુંદર કુંડલ જડીયાંરે, જાણે કાન દીવાકર સાંકળીયાંરે;
અસ્ત્રી ગત્ય રાઘવ ઘરણીરે, એની પેની તે કુંડલા વરણીરે.
કુકાંવર્ણી તે તાહરી દેહરે, ચોરેને લખી ચિત્ર લેરરે;
એને પાયે પટોળલાં અંગેરે, કડ સીંહણ તણી પલંગીરે.
અણવી વીછીયા ઝમકેરે, કટી મેખલા ધુઘરા ધમકેરે.
પાસે નેપુરની ઝણુ વાગેરી, જાણે ગગન માંહે જાડ ગાજેરી.
પાયે તળે ઝમુકી ઝામીરે, જાણે પ્રગટ થયા પ્રભાતીરે.

### ઉથલો.

ત્ર્યંબક ટોડર મેં ભર્યાને, વનિતા કરે વખાણ,
સીતાવેલ સુતરંગ છેને, તરૂવર સારંગ પ્રાણ.
કેસર કસ્તુરી કસમસે, માંહે ભર્યારે અબીલ.
કર કંકણ ચુડી મુદ્રીકાને, સોહે ચોખી ચીર;
નેપુર ધુઘરા ફળકળે ને, માનુની મંગળ ગાય;
નર નિરખ્યા નવ પંડીતા, સીતા આવ્યા મંડપ માંહે.

### ઢાળ.

સીતા મંડપ માંહે પધાર્યારે, મોટે મુનીવરે મોતીએ વધાવ્યાંરે.
થાણું બાંધ્યું ધુઘરીયામાં ગોરરે, માંહે ઝુલે છે ચંદ્ર ચકોરરે.
ગોખે બોલે મધુરી વાણીરે, જાણીયે તાંતો બાંધી તાણીરે.
તાંણી ત્ર્યંબકના ગુણ ગાજેરે, ઇન્દ્ર માંહે ભુજ દંડ લાજેરે.
ભુજા દંડોમાં વંઇશ વધાર્યારે, એનાં ચંદન ચીર વદલા'ણાંરે.
નારી કુંજર ચીર ચંપાયરે, છત્રપતિ મોહ્યા સભા માંહ્યરે.
સભાએ ત્યાં રાઘવ દીઠોરે, ઉછરંગે અસુરપતિ ઉઠયોરે.
રાતો થાય ને રોષે ભરાયરે, કૌ ભાંડ બેઠું ન રહેવાયરે.

બળીગો બહુ બાથજ ઘાલેરે, કો દંડ ત્રીશુળ નવ હાલેરે.
મહા બળીયે ત્યાં પરાક્રમ કીધુંરે, એક વેંત તાણી ઉંચું લીધુંરે.
ગત ભાંગીયો રાવણ રાણારે, હૈયું છાંડયુંને હાથ ચંપાણારે.
ત્યાં કને અનેક સેવક મળી આવ્યારે, એના દાબ્યા હાથ કાઢયા બહારરે.
નર રહ્યો ત્યાં નીચું જોઇ, ક્ષત્રી માંહે ક્ષત્રીવટ ખોઇરે.
નર નીરાશ થઈ નીસરીયોરે, બળહીણ થઇ પાછો વળીયોરે.
મોટા મહીપતી ત્યાં ગયા હારીરે, જનકે જાણ્યું સીતા રહી કુંવારીરે.

## ઉથલો.

સીતા ઝપે હોંસથી, તમે આવ્યા સુણ્યા ગોવીંદ.
નરના ચિત્ત નાશી ગયા, નવખંડ તણા નવરંગ.
બીજા ભડ ભાગી ગયા, હવે તુજ ઉપર રહી વાત.
પીયુ પરદારજ દાખવા, તમે પરણો આણીવાર.
પુર્વ જન્મની પ્રીતડી, તમે શે ન સંભારો કંથ.
ખંતે કો દંડ ભાંગવા, તમે એઠા થાઓ બળવંત.

## ઢાળ.

એઠા થાઓને બળવંત બળીયારે, તમને જોવા ત્રીભુવન મળીયારે.
મંડપનો મહીમા વધારોરે, પહેલા જન્મની પ્રીત સંભારોરે.
સુંદરી મન ઓલી સુણાવેરે, રૂષી સાથે ત્યાં રામ પધારેરે.
રૂષીને પાય પ્રણામ કીધારે, વિશ્વામીત્રે માથા વર દીધારે.
લઘુવશે કહેતો હું લાજુંરે, ગોર કહો તો ધનુષ હું ભાંગુરે.
સુંદરી મન રાય સંભાળેરે, કચ્છ ભીડી કો દંડ પર બાજેરે.
જનક એટીએ થરઅત પેખ્યોરે, કામીનીએ ત્યાં દીઠોરે.
કંથ કોદંડ ઉપર ચાલેરે, જાણે સમુદ્રની પેઠે ગાજેરે.
રામ દેખી ધનુષ અતિ ધ્રુજેરે, જાણે આભમાં વીઝ જબુકેરે.
ત્રટકીબંધ કોદંડ હાલ્યુંરે, જાણી એ ગીરીવર સઘળું ભાળ્યુંરે.
ત્રટકીબંધ કોદંડ છુટયુંરે, જાણીએ ગીરીવર સઘળું વછુટયુંરે.
ત્રટકીબાંધ કોદંડ ભાંગ્યુંરે, જાણીએ ગીરીવર સઘળું ગાજ્યુંરે.
સો દેખતાં કટકા કીધારે, રામે જીત્યા તણો યશ લીધોરે.
રામે જેને જેવો કરી જાણ્યોરે, તે માંહે તેવોરી સમાણોરે.
રામે માથે તે મોડ બંધાવ્યારે, વર વૈકુંઠનાથે વખાણ્યારે.

## ઉથલો.

ત્રંબક ટોડર ભાંગીયોને, ગઇ વિદેશે વાત.
સીતા આવ્યાં મોહભર્યા, વર વરવા વૈકુંઠનાથ.

રાય જનકને માંડવે તે, હુવો તે અતિ આનંદ.
સો કોઇ જોતાં સુંદરી, વર પરણ્યા પરમાનંદ.
હથી વાળો સીતાનો તો, ગૃહ્યો તે સારંગ પાણુ.
રાયે રાજા રામને ત્યાં, દીધાં કન્યા દાન.

## ઢાળ.

રામજીને કન્યાનાં દાન દેવાણાંરે, જીરે તે તો જુગ સઘળામાં જાણ્યા.
જીરે મહા મુની ત્યાં મુરત સાધેરે, જીરે વિશ્વ કર્મા ત્યાં ચોરી બાંધેરે.
જીરે ગાયત્રી, સાવીત્રી વધાવેરે, રામજીને પોંખી માંયરામાં પધરાવેરે.
રામજીનું મુખ જોતાં હોય સમુરે, હાંરે મહા મંગળ વરત્યું છે પહેલુંરે.
રામજીનું રૂપ જોઇને મન રીઝ્યુંરે, હાંરે મહા મગળ વરત્યું છે બીજુંરે.
અગ્નિ તે મંગળ સ્નેહરે, સીતાજીની ચંપકવરણી દેહરે.
ચારે તે મંગળ વરતાયરે, રામચંદ્ર આરોગ્યા કંસારરે.
સાસુજી પીરસે જમો કંસારરે, જીરે ત્યાં કંઇ કોળીયા કોળ ભરાયરે.
જીરે ત્યાં કંઈ હાથ ઘરેણું થાયરે, જીરે ભાટ ચારણ માગક ગાયરે.
રાજા જનક એમ ભણે, કીજીયે કોરદની એવી ખાતરે.
ખીરસ ખટરસ ખંતે નીપજાવીયાં, નાનાં તે વિધ નાયક વાન્નરે.
બાઠસ ચોસઠ સાકરે, પીળી તે પ્રિતની દાળરે.
કુરૂ રંધાવીયાં કમોદીયાં, ઉપર રેડયાં છે ઘીયરે.
દુધ મંગાવો ભલી ભેંસનાંરે, જમે છે દશરથજીનો સાથરે.
મોટો બંધાવો માંડવો. દીધાં છે સેવકને કંસારરે.
સાવરે સોનાંનાં છે બાજોઠીયાં, રૂપલાં કેરો છે થાળરે.
સાસુ પીરસે ભલા પ્રેમથી, સાળીઓ કરે છે હાવભાવરે.
રામ જમ્યા ને મચ્છણ હુવા, આપ્યાં છે ફોફળ પાનરે, બીડલે બાસઠ પાનરે.

## પહેરામણી.

રાજા જનકને એમ જાણે, કીજીયે પહેરામણીની રીતરે.
દશરથને ખીરોદક આપીયાં, ગોળને પીતાંબર સારરે.
કોશલ્યા કૈકેયીને, માન રહ્યાં, આપ્યા છે દક્ષણીના ચીરરે.
કાકોજી મામોજી પહેરીયાં દૈયરને ધડધડતા ધાટરે.
ધસાડી વર બહેન પહેરીયાં, પહેરીઓ સઘળો સાથરે.
આડો પહેરાવ્યો ને પાડો પહેરાવ્યો, જનકે પહેરાવ્યું સઘળું કુટુંબરે.
ઓગને ગોત્ર પહેરાવીયાં, જનકે બળદને આપ્યાં છે જોત્રરે.
સીતા વળાવ્યાં છે સાસરે, માનુની મંગળ ગાયરે.

વજીઓ માગેરે વધામણી, ભવોભવ રામજી ભરથારરે.
ચોરી છોડાવી ઉછરંગથી, વરત્યો છે જયજયકારરે.

## ઇશ્વર વિવાહ.

ગુરૂ ગણપતીને શિશનામીરે, જેથી સકળ પદારથ પામીરે.
હાંરે ગીરજા સુત ભંડારરે, મારે અઢળકનો દાતારરે.
હાંરે એક દંતાને મોદક આહારરે, અંગે પીતાંબર રંગ ધીરરે.
હાંરે શુભ કારજ પ્રથમ તારૂં નામરે, તુને સમરે થાય શુભ કામરે.

### સાખી.

વિનતિ ગોપી ભાણની, કે શુણીયે શ્રી દુંદાળ;
ઇચ્છા ગુણ ગાવા તણી જે કરૂણારે કૃપાળ.

### રાગ.

વર આપ વાગેશ્વરી માતારે, તું તો ચૌદે લોકની વિધાતારે.
આદી અમર ધરે તારૂં ધ્યાનરે, તારૂં ત્રીગુણ કરે પયપાનરે.
તારે ચરણે તે નેપુર વાગેરે, જાણે ગગનમાં ભાણ ગાજેરે.
હાંરે અણવા વીંછીયાંમાં ઝણઝણ કરે, કટી મેખલા ધુઘર ધમકેરે.
હાંરે પહેરીયાં ચરણને ચોંથી અંગેરે, તેનો લઈ ન શકે કોઇ રંગેરે.
હાંરે માની કંચન સરખી કાયારે, ચૌદ લોકમાં વ્યાપી માયારે.
વીંટી આરસી કરમાં અંગોઠીરે, કીધી કરૂણા તેને તું તૃઠીરે.
હાંરે તમારાં નેણ શુંભારો, નિજ ભક્તનાં દુઃખડાં નિવારો.
હાંરે કાને કુંડળ ઝાકઝમાળરે, માને નિરખતાં પહોંચે કોડરે.
હાંરે મચ્છરાળાં દિસો મસમસતાં, માને પુષ્પ ઝરે મુખ હસતાં.
હાંરે શિશ રાખડીમાં મણી ઝળકે, લાંબી વેણે વાસુકી નાગ બ્હેકે.

### સાખી.

અલબેલાં અંબા તણાં ને આવ્યાં કરૂણાવાન;
જેથી દુઃખ સરવે ગયાં ને સુખીયાં ગોપી ભાણ.
તેવ તેવડી ટોળે મળી, કરે પ્રેમની વાત;
લાડસ ઘેલી લાડકી, ને રમતાં સૈયર સાથ.
સખી સુણો કહે સુંદરી, મનમાં કરો વિચાર;
અતિ આતુર થઇ પામીયે, તે મન ગમતો ભરથાર.
પુત્રી હિમાચલ તણી, ને ગૌરી એનું નામ;
ઇચ્છા વર વરવા તણી, રાખે મનમાં હામ,

**રાગ.**

હાંરે ઈ તો રાખે છે મનમાં હામરે, મુખે જપતી ઇશ્વર નામરે.
ચાલી વન વીષે રાજકુમારીરે; ત્યાં કંઈ તપ માંડયું અતિ ભારીરે.
હાંરે મન મેલી કરે જમ આહારને, નિજ નામ તણો આધારરે.
તજી ક્રોધને મન વશ કીધુંરે, ત્યારે કારજ સઘળું સીધ્યુંરે.
હાંરે કંઇક દીવસ ગયા એવી રીતેરે, શીવશંકર પ્રગટયા પ્રીતેરે.

**સાખી.**

શંકર પ્રગટયા પ્રીતથકી, અંતર ધટનો ધ્યાન;
રૂપ લીધું ત્યાં વિપ્રનું, આવ્યા શંભુજી ચતુર સુજાણ.

**રાગ.**

આવ્યા શંભુજી ચતુર સુજાણરે, જેનાં વેદ કરે છે વખાણરે.
હાંરે એ છે આદીને અંતે નિરવાણરે, એઈ પ્રાણ તણો ઈ પ્રાણરે.
હાંરે કોઇ નાવેરે એની તોલેરે, પછી વિપ્ર એણી પેરે બોલેરે.
હાંરે કન્યા કોણ, પિતા કોણ ધામરે, કોણ માતાને શું તારૂં નામરે.
હાંરે તપ કરવા તણું શું છે કામરે, તારા મનમાં તે શું છે હામરે.

**સાખી.**

જાગ્યાં ગવરી તપ થકી, ને કીધો વિપ્રને પ્રણામ;
પાવન કરવા પધારીયા, ને પુરવા મનની હામ.
સહાય તમે દેવતા, કહું એક મનની વાત;
માતા મારી મેનકા, હેમાચલ મારો તાત.
ઇચ્છા અજરામર તણીતે, કેમ મળશે મહારાજ;
જપતપ કાંઇ જાણું નહિ. મારે બાંહે ગૃહ્યાની આશ.

**રાગ.**

વહાલે અંતરની પ્રીત જાણીરે, ત્યારે વિપ્ર બોલ્યા એમ વાણીરે.
હાંરે ગૌરી ઇ શું બુદ્ધ વિચારીરે, ઈ તો સદાય વિજયાનો આહારીરે.
હાંરે તારે નેપુરની ઝણ વાગેરે, શિવને રૂંઢમાળા ગળે રાજેરે.
હાંરે તારે કંચન ચુડો હાથેરે, શિવને વાહન બળદીઓ સાથેરે.
હાંરે તારે રાખડી જવેર જડીત્રરે, શિવને કંઠે હળાહળ ઝેરરે.
હાંરે નવાં નવાં આભુષણ અંગેરે, શિવ તો ભુતભેરવને સંગેરે.
હાંરે તારે પેરવા ચરણને ચીર, શિવ ચર્મ ધરે મહા ધિર.
હાંરે તારાં લોચન પ્રેમ રસાળ, એના કરમાં તે બ્રહ્મ કાપાળ.
હાંરે તારે સેંથે ભર્યું સીન્દુરરે, એ તો ભસ્મે રહે ભરપુરરે.

હાંરે તારે કોકીલા સરખો સાંદ, એતો પુરે સીંગીની નાદ.
તું તો પરમ મહારસ ભોગી, શિવ તો જન્મો જન્મનો જોગી.
હાંરે એનો જન્મ ન જાણે કોઈ, તે શું સંબંધે કેણી પેરે મોહી.
હાંરે એવાં સાંભળી વિપ્ર વચન, ત્યારે દુઃખ લાગ્યું ઘણું મન.
હાંરે ઉઠો ચાલો સખી આપણે જઇયે, શિવની નીંદા કરે ત્યાં કેમ રહીયે.

## સાખી.

નિંદા કાં કરો રૂદ્રની, જેનાં વેદ કરે વખાણ;
સુશિલ શ્રી મહાદેવજી, જેનાં ચરણે ગોપીભાણ.
પરણું તો કૈલાશપતિને ચૌદલોકનો નાથ;
અવર પુરૂષ તો માહરે જેવા બંધવ અને તાત.

## રાગ.

હાંરે ત્યારે પ્રગટીયા પુરણ અવિનાશ, જાણે રવી શશી ક્રોધ પ્રકાશરે.
દેખી અબળાને ત્યાં આનંદ પામી, ઘણું ચરણ ઉપર શીશ નામી.
હાંરે દીઠો તે પ્રેમનો તોર, માગ માગ શંકર એમ બોલે.
હાંરે ઉમીયાજી કહે શ્રી અવીનાશી, હું તો જન્મો જન્મ તમારી દાસી.
હાંરે બોલ્યા શંભુજી કહો તેમ કરશું, બોલ દીધો કે તમને વરશું.
થયા શંકર અંતરધ્યાન, આવ્યા કૈલાશનેરે ધામ.
હાંરે તપ કરી ગૌરી ઘેર આવ્યાં, મન વાંચ્છીત ફળને લાવ્યાં.
હાંરે રૂષીજી કૈલાશમાં આવ્યા, શિવશંકરને મન ભાવ્યા.
આપી આસન ને દીધાં માન, રૂષીજી કહો અમ સરખાં કામ.

## સાખી.

કન્યા હેમાચળ તણી, ને શીળવંત ગુણ રૂપ;
વેગે જાઓ ત્યાં તમે, વર વરી જાશે કો ભુપ.

## રાગ.

ત્યાંથી રૂષીજીને કીધા વિદાયરે, આવ્યા હેમાચલને દ્વારરે.
ચરણ પખાળી ચરણોદક પીધાંરે, સ્વાંમી મંદીર પાવન કીધાંરે.
હાંરે કાંઇ કહો અમ સરખું કામ, ગજું જોઇને લેજો નામરે.
રૂષીજી કહે પુત્રી તમારી, તેની ઇચ્છા કરે ત્રીપુરારી.
હાંરે પરવત કહે હું મહા ભાગી, મારી પુત્રી શંભુજીએ માગી.
હાંરે ધન્ય ધન્ય થયો અવતાર, આજ સફળ થયો સંસાર.
હાંરે ત્યારે બોલ્યાં પુત્રીની માતા, રૂષીજી કહોને શંભુજીની વાત.
વર કેવો છે કૈલાસ ભુપ, અત્રે સાંભળ્યું અકળ સ્વરૂપ.

ત્યારે બોલ્યાં ઉમીયા લજ્યા ખોલી, માતા કાં રે થે તું ઘેલી.
હાંરે રાખો રૂષીજી કેરાં વચન, આજ રૂડો ઉગ્યો છે દન.

**સાખી.**

શ્રીફળ ફોફળ ફાલીયાં, ને લગ્ન લીધાં નિરધાર,
રૂષીજી આવ્યા કેલાસમાં, ને વરત્યો જયજયકાર;
રૂષીજી કેલાસે આવીયા, ને કહી શંભુને વાત,
શંભુજી મન હરખીયા, તેડાવ્યા વેકુંઠના નાથ.

**રાગ.**

ત્યાં તો વેકુંઠનાથજી આવ્યા, સાથે કમળાજીને લાવ્યા રે.
સુર તેત્રીસ ક્રોડ તેડાવ્યા, શીવશંકરને મન ભાવ્યા.
હાંરે મંડપનું મુહુર્ત સાધ્યુંરે, શિવનાં કરમાં તે કંકણ બાંધ્યુંરે.
હાંરે ચાલી શીવશંકરની જાનરે, ગુણસાગર રૂપનિધાનરે.
હાંરે મળી માનુની મંગળ ગાય, ત્યાં કને આનંદ ઉત્સવ થાયરે.
હાંરે સુગ્ન ગરૂડે ચડયા ગોવીંદરે, સાથે કમળાજી પુનમચંદરે.

**સાખી.**

અંબા ઉમાજી રહ્યાં, ને દેવ તણો નહિ પાર,
નગર લોક સૌ જોવા મળ્યાં, તે વર કેવો છે ત્રીપુરાર;
જાનૈયા સૌ આવીયા, ને શિવ, બ્રહ્મા ને ભગવાન,
શિવ પાછળથી આવશે, તે લઇ પોતાની જાન.

**રાગ.**

હાંરે ત્યાં કંઇ તતક્ષણ શંભુજી આવ્યારે, સાથે ભુત ભેરવને લાવ્યારે.
હાંરે માંડયા યજ્ઞ એક પડસાળરે, વાગે સીંગી ડમરૂનો નાદરે.
હાંરે એ છે વિશ્વ તણો અવતારરે, આવી ઉભા તે ગોરી દ્વારરે.

**સાખી.**

પરવત જોઈ વિસ્મય થયો, દેખી શિવજીનું રૂપ,
નારદ કહે છે મેનકા, જુઓ જમાઇનું રૂપ.

**રાગ.**

હાંરે જોવા ઉભી તે પરવત રાણીરે, દેખી નયણે ભરાણાં પાણીરે.
દેખી મેનકા મુરછા પામી, આ શું લખીયું તે અંતર જામીરે.
હાંરે મારે એક જ સઘળું બાળરે, આ તો વર દિસે વિકરાળરે.
હાંરે દેવ હવે કેમ કીજીએરે, આને રત્ન કન્યા કેમ દીજેરે.

## સાખી.

કૃષ્ણજી કહે શંકર સુણો, ને તમો છો અકળ સ્વરૂપ,
જ્યાં જેવો સમો દેખીયે, ત્યાં તેવું ધરીયે રૂપ.

## રાગ.

હારે ત્યારે રૂપ પ્રગટ કીધું પોતેરે, એની જોડ ન મળે કોઇ જોતેરે.
હારે મહા આનંદે શિવને નિરખીરે, સાસુ જોઇ રહ્યાં મહા હરખીરે.
હારે શિવને પોતે પધરાવ્યારે, શિવશંકર માંહેરાં માંહેરે.
હારે નાચે અપ્સરા કરેરે ગુણગાનરે, સામા ઇશ ભણે સાવધાનરે.
હારે સુરપત્નિ ત્યાં ગાવા આવી, વર પાસે ત્યાં કન્યા પધરાવી.
હારે મહા મુની ત્યાં મુરત સાધે, વિશ્વકર્મા ત્યાં ચોરી બાંધેરે.
હારે જેનું ધરે જોગીશ્વર ધ્યાનરે, તે તો લે છે કન્યાનું દાનરે.

## સાખી.

ઉમીયાજીનો કર ગ્રહ્યો, તે સમરથ સ્વામી હાથ;
રૂંઢમાળ કંઠે ધરી, ને ચૌદ લોકનો નાથ.

## રાગ.

હારે જોઇ ચૌદલોકનો નાથરે, તે તો વર થૈ બેઠા આજરે;
હારે નાગેણી લક્ષ્મીને ઇન્દ્રાણી, વરની માત થયાં બ્રહ્માણી.
હારે શેષ સરખા કૃષ્ણે ડોલે, જીત્યું જીત્યું એજ જ્યોતી બોલેરે;
હારે સૌ હરખ પામ્યાં નરનારરે, વર કન્યા જમે કંસારરે.
ઉમીયા ઇશને ગ્રાસ ભરાવેરે, ઇશ ઉમીયાને મુખે લાવેરે;
હારે અભિષેક કીધો રૂપીરાયેરે, પત્ની સામસામી તે ગાયરે.
હારે વર્જીઓ કહે શીવજી તમારેરે, આજ દિવસ લગણ રાખ્યો કુંવારેરારે;
ઇતો આક ધંતુરાનો ભોગીરે, મારે માંડવે કીધો સંયોગીરે.
હારે ત્યારે બોલ્યાં કમળાજી રાણીરે, તમે વીચારીને બોલો વાણીરે;
હારે સતી દિક્ષિત ઘેર અવતરીયાં, ત્યારે શ્રી શંકરને પરણીયાંરે.
હારે એ તો અવિચળ જોડી આનંદ, એનો કોઇ ન જાણે ભેદ;
હારે માહા હરખ પામે ત્રીપુરારરે, ત્યાં કને મંગળ વરતીયાં ચારરે.
હારે લજ્જારોમે કીધી રૂડી રીતેરે, શિવ શંકર પ્રગટ્યા પ્રીતેરે;
હારે ત્યાં જાચક ભાટ સંતોષ્યારે, ત્યાં કને વિપ્ર રૂડી રીતે પોખ્યા.

## સાખી.

પરવત કરે પહેરામણી, ને પહેર્યાં ઉમીયા ઇશ;
ક્રોડ તેત્રીસે પહેરીયાંને, પહેર્યાં શ્રી જુગદીશ.

દુંદુભી વાજીંત્ર વાગીયાં, શિવ ચાલ્યા કૈલાસ;
આજ્ઞા માગી સૌ વળ્યાં, પામ્યાં અતિ ઉલ્લાસ.
હરી બ્રહ્માં જેને જપે, જે છે જાણ તણો ભંડાર;
તેની કરૂણા બૃદ થકી, ગિરજા ગોપી ભાણ.
જે ગાયે જે સાંભળે, તેની શંકર પુરે આશ;
જીવે તે સુખ ભોગવે, અંતે ચરણ નિવાસ.

## નાનો ઇશ્વર વિવાહ.

### રાગ ધોળ.

શંકર શારદાને શિશ નામુંરે, ગરૂવા ગણપતી જુવો મુજ સામુંરે;
સમરૂં શારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે.
થરમોદીને પૂછે છે વાતરે, કેમ પરણ્યા તે શંભુનાથરે;
વિવાહ વૈકુંઠનાથે વખાણ્યોરે, એવો દેવીદાસે ન જાણ્યોરે.
પ્રભુજીનું નામ પ્રીછાવ્યુંરે, વિવાહ વીગતે કરીને ગાઉંરે;

### ઢાળ.

વિવાહ વીગતે વરણવું, મારી માતાજી કરોને મયાળ;
દીન વચન દેવીદાસનાં, દેવી કરો ને દયાય.
એક સમે નારદ આવીયા, જ્યાં હતા શંભુનાથ;
પ્રીતેશું પ્રભુજીને પ્રિછવી, કહે રૂષી આગળ તે વાત.
નારદ કહે નયણે નિરખતાં, એવી કન્યા ન જાણું કોઇ;
સમોવડ શંભુનાથની, સરખ્યા તે સરખી શેર.

### રાગ પ્રથમનો.

વળતી રૂષીએ માંડી છે વાતરે, તમે સાંભળો શંભુનાથરે;
અહીથી દુર ઘણી ભૂમી થાયરે, તહીં રહે છે હિમાચળ રાયરે.
જેને ઘેર છે મેના નારીરે, તેને કુળ છે કન્યા કુંવારીરે;
કોડે શોભે છે તેની ઘણી કરાવીરે, મહારૂપ અનુપમ લાવીરે.
દિસે દેવીતણો અવતારરે, શોભા કહેતાં ન આવે પારરે;
હીંડે હંસતણી ગતી ધરતીરે, ભૂમિ ઉપર ડગલાં ભરતીરે.
કટી જાણીયે કેસરી લંકરે, અવનીપર આડો અંકરે;
વેણુ વાસુકી નાગ લજાયારે દિસે કંચન સરખી કાયારે.
ચરણ કદળીસ્થંભ શાં જાણુંરે, તમે રૂપીથી અધિક વખાણુંરે;
એવી છે નેં બાળકુંવારીરે, સ્યામા શોભે છે વરને વિચારીરે.
કહે નારદ નયણે મેં નીરખીરે, દેવકન્યા છે શંભુ સરખીરે;

શંભુ કહે તમે નારદ જાઓરે, રૂષી વાયુથી વહેલા થાઓરે.
શુભ કામ કરો શ્રમ આણીરે, રૂષી ચાલ્યા સુણી એવી વાણીરે;
એમ કહીને નારદ ત્યાં આવ્યારે, મહાદેવનાં માગાં લાવ્યારે.
જેથી માતપીતા મનમાંહેરે, એવો વરકન્યાને સોહેરે;
વળતી રૂષીએ માંડી છે વાતરે, વર સારો છે શંભૂનાથરે.
જેને સુરનર મુનીવર જાણેરે, વર રૂડો તે વેદ વખાણેરે;
ત્યારે બોલીયાં મેનાં માયરે, કોણ થડ ને છે કોણ રાયરે.
એનું કુળ છે કેવી જાતેરે, એ તો વર કેવી છે નાતેરે;
કહે નારદ સાંભળો બાઇરે, એનું કુળ છે આધ વડાઇરે.
એનું સુંદર કુળ બહુ સારૂંરે, દેખી મન માને છે મારૂરે;
જો કોઇ અણજુગતું કહે તમનેરે, તેની ખોટ વરધ છે અમનેરે.
ઇશ્વરજી એ વિવાહ સરખારે, એવાં વચન સુણી રાય હરખ્યારે;
જોયા વિના અજોયું કીધુરે, શંભુનાથજીનું શ્રીફળ દીધુંરે.

ઢાળ.

રાય કહે રૂષી સાંભળો, જુગતે શું લાવો જાન;
મોટા તે મહીમતી આવશે, રૂડી પેરે વધાવશે માન.

રાગ પ્રથમનો.

નારદ કહે તમે સાંભળો રાયેરે, કહું મહાદેવનો મહિમાયેરે.
બ્રહ્માદીક ને શ્રી ભગવાનરે, સાથે આવશે સર્વે સમાનરે;
એવાં વચન કહી રૂષી વળીયારે, પ્રભુજીને પંથે પળીયારે.
મહાદેવને મંદીર આવીયારે, રૂષી રૂડા સમાચાર લાવીયારે;
હિમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઈ કીધીરે.
એવી વાત કરી છે વાલીરે, શિવે હસીને લીધી છે તાળીરે;
ચાલો જગદીશ પાસે જઇયેરે, વિવાહ વૈકુંઠનાથના કરીયેરે.
લક્ષ્મીવરને તેડી લીજેરે, પરીઆણ પ્રભુજી શું કીજેરે;
હિમાચલને હરખ ન માયરે, મહામંડળ રચીયો ત્યાંયરે;
તેડયા સલાટ સુતાર સોનારરે, તેડયા કારીગરો તે ઠારરે.
બ્રહ્માજીએ મુહુર્ત સારૂં સાંધીરે, દિશા જોઇને દોરડી બાંધીરે;
ભૂમી ચાર જોજન ભરી લીધીરે, પરવાળાની પુરણ કીધીરે.
મણી જડીત્ર મોર ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સર્વે આવ્યારે;
ભુમીથી ઉંચા ભુવન આકાશેરે, માંહી જડી જ્યોતી પ્રકાશેરે.
માંહી જુકતી તણી ગતી જાણીરે, નવરંગની રચના આણીરે;

### ઢાળ.

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત,
મેઘમાલને ચીત્ર શાળા, ભલી ઓપે છે ભાત;
મેરૂ પર્વત પંખી પ્રગટયાં, ફુલવેલ સુખકાર,
નયણેથી તે નિરખતા, કહેતાં ન આવે પાર.

### રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઇથી ચીત્રજ કાઢીરે.
માંહે ભેદ ભુલવણી ભારીરે, માંહે બાજીગર રમતા ન્યારીરે;
માંહે વેદ ભણતા જોશીરે, માંહે વણજ કરતા દોસીરે.
માંહે મનમોજી મન ગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે;
માંહે ગોપ વાંસળીઓ વાળારે, ત્યાંતો ચાલતા માર્ગ ટાળ્યારે.
કોઇ ઘોડે ચડયા અસ્વારરે, બખતર પાખતરનો નહિ પારરે;
માંહે મત મેઘળમદ ઝરતારે, માંહોમાંહે લડી મસ્તી કરતારે.
સુંઢવાળાને સાંકળો સાજેરે, ગળે બાંધ્યા તેહ મદર ગાજેરે;
માંહે મલ્લ પ્રતિજ્ઞા કરતારે, માંહે ગાંધર્વ ગાન ઉચ્ચરતારે.
ત્યાંકાં આનંદ ઓછવ થાયરે, એનું લખ્યું છે મંડપમાંયરે;
બીજી નાટક વાત ન જાણુંરે, વનસ્પતિ શું મુખથી વખાણુંરે.
માંહે અનુપમ આંબા ફળીયારે, જોવા જેવાં જાંબુડાં ગળીયાંરે;
માંહે ખારકને ખજુરરે, ફળ ફોફળને નાળીયેરરે.
લીલી કેળો ને કર્મદિ પાકીરે, માંહે સારી સુખડનાંલિબાકીરે;
માંહી તજ જાવંત્રી ઝાઝીરે, ઓરડીયે ઓર રહ્યાં પાકીરે.
વળી બદામો તે બહુ લીલીરે, તે તો દીસે છે નવરંગ લીલીરે;
નારંગીને નારંગવેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે.
વનસ્પતીને ભાર અઢારરે, માંહે પંખી તણો નહિ પારરે;
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે શું હંસ લખાવ્યારે.
માંહે મોર મધુરાં બોલેરે, જોતાં નાવે કોયલડીને તોલેરે;
માંહે નવરંગી સારસ રૂડાંરે, માંહે કાબર ચકલીને સુડારે.
માંહે પારેવાં પોપટ પઢતારે, ત્યાંતો કુરંગી કુકડા વઢતારે;
મેનાં બોલે છે શબ્દો મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે.
પરભૂમીતણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે;
એવી મંડપ રચના કહાવેરે, કેવી જાન શંભુજી લાવેરે.
મઠી આગળ માંડવા ઘાલ્યારે, શંભુનાથ તે પરણવા ચાલ્યારે.

શિવે જુગતે શું જટા બાંધીરે, પહેરી ફાટેલી કંથા સાંધીરે;
ભારભાંગ ધંતુરાનો આણ્યોરે, મહાદેવે પોઠીડો પલાણ્યોરે.
ગળે પહેરી છે રૂંઢમાળારે, અંગે લપટાય છે ભોરીંગ કાળારે;
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેશ ધરી વર આવેરે.
નવજોબનની તેણુ સમારીરે, સાંભેયે આવી સુંદર નારીરે;
જોવા ગયાં છે જાન જમાઇરે, ત્યાં તો મેનાં રહ્યાં છે મુરછાઇરે.
ખુશી બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણે આણ્યોરે;
એવાં વચન કહી સહુ જાયરે, જઇને કહ્યું હિમાચલ રાયરે.
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચડી વર આવેરે;
કુંવરી કહે મર્મની વાતરે હું વર પામી શંભુનાથરે.

ઢાળ.

મેનાનું મન માને નહિ, તેના કંઇક અવગુણ ગાય,
પેરે પેરે કરી પ્રિછવે, આધિન થઇ ઉમીયાય;
જનમ આપે જનેતા પણ કર્મ ન આપે કોય,
પાણી પીને ઘર પૂછીયું તેની જાતભાત શી જોય.
આંગણે આવ્યો વર આશા કરી તે વર્યા વિના કેમ જાય,
કરમ બંધન કીજીયે તો, દોષ લાગે મોરી માય.

રાગ પ્રથમનો.

જે મને રૂષીએ વર આપ્યોરે, તે મેં સત્ય કરીને થાપ્યોરે;
ત્રણ લોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ લીધુંરે.
એવાં વચન કહી કરી વાતરે, મુખથી બોલ્યાં મેનાં માતરે;
આ તો પુત્રી મેં ક્યાંથી જાઇરે, વિષથી ગળથુથી ન પાઇરે.
વર દીઠે વરને શું વખાણુંરે, હંસ કાગને કોટે બંધાણુંરે;
પહેલાં પોંખવા જે કોઇ જાશેરે, તેને સર્પ તે સામા થાશેરે.
એમ માનવી મનમાં વિમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે;
દેવકન્યા એને કેમ દીજેરે, માટે રૂડું ગમે તેમ કીજેરે.
સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી પેખીરે;
જો જો કુળવંતો જમાઇરે, દેખી તારી રહી મુર્ચ્છાઇરે.

ઢાળ.

મેનાનું મન માને નહિ, એને આંગણે ઉભા ઇશ;
પારવતીનો પ્રેમ જોઇ, રૂપ પ્રગટ્યું ઉમીયા ઇશ.

સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ;
જોતાંમાં ખામી નહિ જરા, તે તો કહું શો ભાસ.
હવે હરખ્યા શ્રીહરી, ને અંગે થયો ઉછરંગ;
શણગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવરંગ.
ધુશળ મુશળ કર ધરી, મલપતી મંગળ ગાય;
પોંખી કરી પધરાવીયા, મહાદેવ મંડપમાંય.

## રાગ પ્રથમનો.

વર મંડપમાં પધરાવ્યારે, ત્યાં તો મોટા મુનીવર આવ્યારે;
બ્રહ્મા સાથે સો રે બ્રહ્માણીરે, ઇન્દ્ર સાથે ઇન્દ્રાણીરે;
રવિ સાથે રાંદેલ રાણીરે, ચંદ્ર સાથે છે રોહીણી રાણીરે.
હિમાચલની સાથે છે મેનારે, વળી કરૂં વખાણ હું કેનાંરે;
શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમાં કાંસાની થાળીરે.
લક્ષ્મી શિવને લુણ ઉતારેરે, સત્યભામા તે સૌને વારેરે;
સહુ નાટક બોલે છે બોલરે, નાવે જાંબુવંતીને તોલરે.
રૂખમણી એણીપેરે ગાયરે, રાધીકાજી વારણે જાયરે;
સહુ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાની અક્ષેરે.
અતિ આનંદે પરણ્યા ઈશરે, સાથે જાનૈયા શ્રી જગદીશરે;
કન્યાદાન દે હિમાચલરાયરે, મળી માતુની મંગળ ગાયરે.
ધન્ય ધન્ય થયાં અવતારરે, વાજાં વાગે દુદંભી અપારરે;
બ્રહ્માશાસ્ત્રનું મુહુર્ત સાધીરે, લીલા વાંસની ચોરી બાંધીરે.
સુંદર મંગળ વરત્યાં છે ચારરે, શીવજી આરોગ્યા કંસારરે;
શીવને હાથ ગ્રહણ ત્યાં થાયરે, દાન આપે હિમાચલરાયરે.
રાયે હસ્તી આપ્યા શણગારીરે, ઉપર અંકુશને અંબાડીરે;
લાંબી ડોકના સાંઢીયા સારરે, ગાયો ભેંસોનાં ટોળાં અપારરે.
રાયે રથ આપ્યા છે ક્રોડરે, સાથે ધોળા ધોરીની જોડરે;
પ્રભુને પહેરામણી ઘણી થાયરે, પીળો પિતાંબર દેવરાયરે.
ઘેર બાંધ્યાં દીસે ઘર ચોળારે, ઘણાં લાંબાં પનાદાર પહોળાંરે;
ભર જરીઆ જામા મન ભાવેરે, મન ગમતા મશરૂ મંગાવેરે.
વળી લાવે બીજાં નવરંગીરે, જાન માંડવે અતિ ઉછરંગીરે;
ઘણી જુગતે જમાડી છે જાનરે, આપ્યાં જાવંત્રીને પાનરે.
ગાય ગાંધર્વ અપ્સરા ગાનરે, છુટયાં બંધથકી બંધીવાનરે;
શિવજી પરણીને ચાલ્યા કેલાસરે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસરે.

વાંસાવડમાં વાસો વસે છે રે અતિ આનંદ વિવાહ કહે છે રે.
જે કોઇ ઇશ્વિર વિવાહ ગાશેરે, તેનાં પાતક પ્રલય થાશેરે;
જે કોઇ સાંભળશે નરનારીરે, તેની આશા પુરે ત્રીપુરારીરે.
વિના સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તેથી ભગવાનરે;
તેને કૃપા કરે શંભુનાથરે, ઝાલે સંકટ વેળાએ હાથરે.
ધન ધાન્ય પુત્ર પરીવારરે, આપે પારવતી ભરથારરે;

ઢાળ.

પ્રીતે શું આપે શ્રીહરી, તેના મનથી તે પુરે આશ;
શ્રોતાજન સૌ સાંભળીને, બોલો શ્રી અવિનાશ.

## હમીર વિવાહ.

કમળ ભુપ ઉમીયા સરસ્વતિને, ગવરી પુત્ર ગણેશ;
એનાં ચરણકમળ વંદી કરી, ને ગાયે શું વિવાહ.
રૂપ લક્ષણ શાં કહું, જો મુખ હોય આનંદ;
એક વદન કેમ કરી વરણવું, વનિતા તણોરે વસેક.
સરસ્વતિ વદજે, અને તિતળ વચને, કોકીલ કંઠની માળ;
હસાતે વરણીને મૃગાતે નયણી, શોભા કહે નવ જાય.
દક્ષિણ દેશ કુંતનપુર નગરી, રૂડા ભીમકરાય;
ત્યાંથી તે કુંવરી અવતર્યાં, ને ધર્યા કનક વસેક.
માત પિતા બાંધવ મળી, મનમાં કરેરે વિચાર;
કુંવરી તે મોટાં થયાં, ને વર જોયો નિરધાર.
વળતું તે ભીમક એમ કહે છે, જાદવ કૃષ્ણ વિવેક;
વેગે તે બ્રાહ્મણ મોકલો, જેમ જાયે દ્વારકાં દેશ.
વળતો તે રૂકમૈયો એમ કહે, એ ગાયોનો ગોવાળ;
રાજા તે દાહોલ દેશનો, વર વારૂં હું શીશુરાય.

એ રાગ.

વર વારૂ પિતાજી એ જોયો, પિતા વર વારૂ પિતાજી એ ચોરી;
એ તો નરહર શ્રી ધણું મોહ્યારી, ઇતો નરહર શ્રી ધણું ચાહે પિતા.
એ તો આપે નાચેને આપે ગાયરે, એની જાત કુળ સરવૈયો તે પિતા;
એ તો વાત કરે બહુ મોટીરે, ઇતો શંખ ચક્ર ને ગદાધારી પિતા.
ઇતો વેણુ વગાડે વાળીવાળીરે, ઇતો મોર ચંદનકળા ધારી પિતા.
એને સૌ કહે એ ગોચારીરે, એની જાતને ભાત ન જાણું પિતા.

એને ફોગટ મંડપ જાણોરે, એને દીઠે તે લાજ ન લીજ પિતા.
એને રૂખમાઇ કેમ કરી દીજેરી, મન માને જરી નહિ મારૂં પિતા.
એવાં વચન રૂખમૈયે કહ્યાંને, ભિમક સાંભળી મનમાં રહ્યા;
એવાં વચન રૂખમાઇએ સુણી, ને મારે તો સ્વામી શ્રીહરી.

## કડવું ૨ જું.

મારૂં સાસરૂં તે જાણે જુગતે પિતા, મારો સસરો વાસૂદેવ રાણેરી;
મારી સાસુજી દેવકીજી રાણી પિતા, એ તો નણંદ સૂભદ્રા જાણીરી.
મારો જેઠ તે બળભદ્ર કહીયે પિતા, તમે સાચું માનોને મારો સૈયરરી.

## ઢાળ.

વેગે તે વિપ્ર તેડાવીયા, ને નમી નમી લાગ્યાં પાય;
કારજ અમારાં સારવાને, વિગત લખી નવ જાય.
કુંવરી તે કાગળ લખવા બેઠાં, નયણે નીર ન માય;
ત્રણ દીવસમાં વિવાહ આવ્યો, ને જુગતે શું જાદવરાય.
ત્રણ દીવસમાં નીમ અમારે, પ્રાણ તજું કાં પરણું;
પ્રીત જાણીને પત્ર લખું છું, સ્વામીજી એમ સાંભળજો.
ચંદન તો વળી આગે રહો, એને ભોરા ઘેર હોય હિરા;
મુક્તાફળ સહીયર ઘેર હોયને, ન હોય કનક કથીર.
સંગતને ઘેર સાગન હુંકે, ને હું છું દાસી તમારી;
લેખ લખી બ્રાહ્મણને આપીયો, ને સ્વામીજી તે સંભાળજો.
અમો તે અબળાની કરણી જાણી, તતક્ષણ વહેલા પધારો;
બ્રાહ્મણ જે વાડીમાં સુતોને, જઈ જુગતમાં જાગ્યો..
આ શુંરે હું ક્યાં થકી આવ્યો, ને ચિંતા કરવા લાગ્યો;
પાદર જઇ પોખીડાને જઈ પુછ્યું, કોણ નગર કોણ રાય.
કુશળ કુંતનપુર નગરીને, રૂડા છે ભીમક રાયે;
નદી છે ગોમતી ને નગર દ્વારામતી, સકળ જાદવજીનો વાસ.
જાવા દયો જાદવરાય કને, મારે કહેવી છે એક વાત;
બ્રાહ્મણ દીઠા ને હરીમન હરખ્યાં, અંગે ઉલટ ન માય.
કાગળ આવ્યો તે વાંચીને જોયું, ત્યાં અતિ વિનતિનાં વેણ;
પોતે તો પસ્તાઇને બેઠા, શશીવંતને તેડાવ્યા.
આણે તે કુંતનપુર જવું, ને કાગળ બ્રાહ્મણને આલ્યા;
બ્રાહ્મણને તો હમે બેસાડી, રથ ચાલતા કીધા.
કુંતનપુરને પાદર જઇને, તતક્ષણ વેલાં દીધાં;

અતિ ઉછરંગે બ્રાહ્મણ આવીયો ને, વધામણી કાંઈ દીયોરી.
કુંવરી તે કાગળ વાંચવા બેઠાં, નયણે તે નીર ન માયરે;
પાંચ રતન બ્રાહ્મણને દીધાં, વળી પદમણી લાગે પાય.
વેલા તે થાઓ વિપ્ર વાર ન લાગે, વાત જઈ કરો જદુરાય;
અમે તે દેવી પુજવાને જાશું, તતપર થઇને રહેજો.
કનક થાળનાં નૈવેદ પુજન, કનક થાળ લઇ હાથ;
પદમણી ગોર પુજવાને ચાલ્યાં, સકળ સૈયરનો સાથ.
દડબડતાં દેરાંમાં પેઠાં, અગરના ધુપ ઉખેડ્યા;
નહોય હમ વરજી ન હોય, જસવંત એમ કહી દેવને પુજ્યા.
આરે પુજનમાં દેવી એ ફળ માગું, ને વરે વિઠલરાય;
આરે પુજનમાં દેવી એ ફળ માગું, ને વરે શ્રીકૃષ્ણરાય.
હા હોકાંરાને હાક બહુ વાગે, વળી બહુ નીશાનો ગાજે;
શીશુપાળ રૂખમૈયો એમ કહે, ઇ કૃષ્ણ હરી કેમ જાશે.
સેના લઇને ગયો ખોંખારતો, જીદ્દ કરંતાં ચાલ્યો;
બાંધી તે રથની ઉપર મેલ્યો, જસવંતે છોડાવ્યો.
અતિ અજડાઇ પણ ભાઇ પોતાનો, સ્વામીજી કરૂણા કીજે;
બંધવ મારો ને સેવક તમારો, સ્વામીજી સાથે લીજે.
માધવપુર આવી કરીને, પરણ્યા, માધવરાયે;
લગન લીધાં ઉતાવળાં, વરત્યો જયજયકાર.

## માધવનું ગીત.

### દુધે ભરી તળાવડી.

દુધે તે ભરી તળાવડી, મોતીડે બાંધી છે પાળ;
માધવ ધોવે ધોતીયાં, સુંદર પાણી જાય.
મ ધુવો માધવ ધોતીયાં, ભીંજાસે મારાં ચીર;
અમ ઘેર દાદોજી રીસાળવા, માતાજી દેશે ગાળ.
નહિ વારો દાદોજી રીસાળવા, નહિ તેવા માતાજી ગાળ;
આપણે બેઉ મળી, વૈસાખ મહીના માંય;
પહેલુ તે મંગળ વરતીયે, સખી સમર ઘો શ્રીરામ.
રાતું તે કશુંરી વખાણીયે, ઉતારા દયો વરરાય;
રાતા તે હવલા હવ તમે, રાતી તે ચોળ મજીઠ.
રાતાં વરરાજાનાં મોળીયાં, રાતા તે કન્યાના દાન;
બીજુંં તે મંગળ વરતીયે, સખી સમર ઘો શ્રીરામ.

નીલું તે કશુંરી વખાણીયે, ઉતારા ઘો વરરાય;
નિલા તે પોપટ પાંજરે, નીલી તે નાગરવેલ.
નીલો આપણનો માંડવો, નીલી તે આવી જાન;
અગ્નિ તે મંગળ વરતીયે, સખી સમર ઘો શ્રીરામ.
પીળું તે કશુંરી વખાણીયે, ઉતારા ઘો વરરાય;
પીળો તે હળદર ગાંઠીયો, પીળી ચણાની દાળ.
પીળી વરરાજાની પીઠીઓ, પીળી કન્યાની ઝાલ;
ચોથું તે મંગળ વરતીયું, સખી સમર ઘો શ્રીરામ.
(કાળું) ભીનું તે કશુંરી વખાણીયે, ઉતારા ઘો વરરાય;
કાળા તે ઘેમર હાથીયા, કાળી તે કાજળ રેખ.
કાળો તે રાધાજીનો ચોટલો, કાળો વરસે મેઘ;
પાંચમું તે મંગળ વરતીયું, સખી સમર ઘો શ્રીરામ.
ધોળું તે કશુંરી વખાણીયે, ઉતારા ઘો શ્રીવરરાય;
ધોળા તે બળદ પારેવલાં, ધોળી તે બગલા પાંખ.
ધોળાં માધવજીનાં ધોતીયાં, ધોળી તે ભાલ કપાસ;
ઉંચી તે મેડી ઉજાળી, ભમરીયાળો ખાટ.
હિંડોળા ખાટ તે હિંચકે, જો પુજ્યા હોય મોરાર;
સાતસાત ભાઇની બેનડી, સમરથ માને બાપ.
નિત્ય નિત્ય આણાં તો વળે, જો પુજ્યા હોય મુરાર;
કાઠા તે ઘઉની રોટલી, મારી ભાભીજી પરીસણહાર.
ભેળાં બેસાડું ભાણેજને, જો પુજ્યા હોય મુરાર;
ભલી તે ભેંસ ભમરીયાલી, નામ નાગરવેલ.
સાંજે સવારે તો મળે, જો પુજ્યા હોય મુરાર;

## છાયલ.

કેયો ભાઇ ગામ સીધાવીયા, લાવ્યા છાયલ એક;
ઉંચી મેડીને દીવા સગબળે, ન દીઠી ઘરની નારરે.
હવેરે માતા છાયલ શું કરૂં, દોકડા થયા કજાત;
છાયલ છાયલ શું કરો, છાયલ કઇ બાઇને દઇશ.
કઈ બાઇનાં નાનાં છોકરાં, છાયલ મેલડું થાય; હવેરે.
છાયલ છાયલ શું કરો, છાયલ કઇ બાઇને દઇશ.
કે બાઇની ચાલ ઉતાવળી, છાયલ ઝટકે જાય; હવેરે.

છાયલ છાયલ શું કરો, છાયલ કઇ બાઇને દઇશ;
કે બાઈનાં સાસરાં સામટાં, છાયલ રજે ભરાય, હવેરે.
ઉંચી મેડીને દીવા સગબળે, ને દીઠી ઘરની નાર;
હવેરે માતા છાયલ વાપર્યું, દીકરા થયા સજાત, દીઠી તે ઘરની નાર.
પાપડનાં ઠામ ધોવા તાણે.
સરીયો પાવટડો, સરીયેલાં કાજ, કૈયા મેતાનાં ઘરમાં વૈવારૂનાં રાજ;
કે વહુ કહે હું તો રાધુંરે રૂડું, ઉપર કાચું તળે દાજ્યું.
કે વહુ કહે હું તો ઉંચામાં ઉંચી, હુંનેરે બળાવો ભર્યા ભંડારોની કુંચી;
કે વહુ કહે હું તો રાંધુરી મગડા, જમાડું સાસરીયાંને રોજ કરૂં ઝગડા.
કે વહુ કહે હું તો રાંધુરી ઘેંસ, રીસાળ નાવલીયો મેં તો કરી લીધો વસ;
કે વહુ કહે હું તો ડાહ્યાપે ડાહી, કુવાની પછવાડે હું તો નાગીરે નાહી;
કે વહુ કહે હું તો કાંઇ ન જાણું, વહેતી વહેલનું પૈડું હું તાણું.
કે વહુ કહે હું તો ભાંજાસ ભોળી, મેલી જાંઉ ચરૂડોને લૈ જાઉં ગોળી;
કે વહુ કહે હું તો ઘુઘરે ઘુઘલડી, ચુલાની પછવાડે હું તો વાળુરે ઉકરડી.
કે વહુ કહે હું તો રણચોરે રગડું, ટચલી આંગળીયે નાવલીઓ નચાવું.
કે વહુ કહે તમે શાને સુતા નાવલીયા, હુંરે પોઢુંને તમે ચાંપો પાવલીયા.

## ગરબી.

મસ્તક હરીપદ નામી, ગાશું ગરબડા ગ્યાની;
ઉમીયા જોબન રાય, અક્ષર આપજે સાર.
કામની કાગળ લખે, હઇએ સખર સખે;
છાનાને વાલમ ચલાવે, રખે અમ તાત જાણે.
વાલમને બહુ કરજોડી, સ્વામીને વિનતિ થોડી;
સ્વામીને સંગરે સાગર બુડતાં તારે.
રૂખમાઇ સંદેશો મેલો, ગોવિંદ આવને તું વહેલો;
રૂખમાઇ સંદેશો કહાવે, કેંજો કૃપાનાથ આવે.
વાલમ દ્વારકાં પહોંચ્યા, કાગળ શ્રી કૃષ્ણજીને સોંપ્યા;
બળભદ્રે વાંચીને જોયું, ત્યાં શ્રીકૃષ્ણજી તણું મન મોહ્યું.
બેઠા શ્રીકૃષ્ણ ને વિપ્ર, મળીયા દેવ આરોપ;
દેવેને મળીને વિચાર્યું, જાન ભલીપેરે લઈ જાશું.
હઠીલા ઘેલારે ભાઇ, હાલ કરો જાન તણી સજાઈ;
જેનેરે બળભદ્ર સરખારે ભાઈ, તેનેરે શું કાવીશ ભાઇ.
જેમ ઘોડે રથ ચાલે, શ્રી કૃષ્ણ સૈન્ય હંકારે;

બળભદ્ર જાન જોતરાવી, ધમધમીયાંને નિસાન, વદુ વાલે હું વારી મેલાણ.
જાન તો વદરૂ વારે જાણી, રૂખમણી રાત દોહેલેવીરાણી;
જાન તો વદરૂવારે પોતી, રૂખમાઇ રાત સુખે સુતી.
વિષ્ણુદળ વદરૂવારે પોતું, ત્યાં શિશુપાળનું સૈન્ય પોતું.
જાતાં તે જસવંતે જોયું, રૂખમાઇ નાર તેડાવે,
પ્રભુનંદ પાળારીથાય, સૂરજ સામૈયા લઈ જાય.
સૂરજ સામૈયા લઇ જાય, ચંદ્રમા ધજા લઇને જાય;
હરીને ઉતારે ઉતરીયાં, ત્યાં અન્નના પાક સાંચરીયા.
ચાલીને ચતુરા નારી, હાથમાં સુવર્ણ થાળી;
કાને તે કુંડળ ઝળકે, પાયે તે નેપુર ઠમકે.
આડે ને અંદર ગાજે, નાવે ત્રીભુવન છાજે;
અંબીકા પુજેરે વાળી, જોયું તે જાંબડવાળી.
જાંબડવાળીને ત્યાં જોયું, ત્યાં શ્રી કૃષ્ણ તણું મન મોહ્યું;
પુજી હરજીને લાગે પાય, વર આપો દ્વારામતી રાય.
પુજી હરજીને માગે માન, વર આપો ગોકુળ માહેલો કાન;
અંબીકા પુજીને વળીયાં, ત્યાં શ્રી કૃષ્ણે કંધોદર ધરીયાં.
ભીમક કેરોરી બાપ, દેશે કૃષ્ણજીને ગાળ;
જો જાણશે તે શીશુપાળ, તો થાશે અહીં કળીકાળ.
છાસની છાક ઉતરાવું, ધોળી ધજ લકી બંધાવું;
ધીરો માખણ ખાય, ઈ સદાયે ચારંતો ગાય.
શિશુપાળે સાંભળી વાત, જીત્યા વૈકુંઠનાથ, હાર્યો ભીમ કુમાર;
શ્રીકૃષ્ણે રૂખમૈયો માંડયો, ત્યા કંઈ રથ સરીસડો જોડયો.
શ્રીકૃષ્ણે રૂખમૈયો ગાંજ્યો, ત્યાં કંઈ રથ સરીસડો બાંધ્યો.
રાણી રૂખમણી લાગે પાય, છોડવીયે દ્વારામતી પાય;
રાણી તે રૂખમણી માગે માન, છોડાવીયે ગોકુળ કહાન.
સ્વામી સાળો તમારો કહેવાય, સ્વામી મહીયર મારૂં જાય;
એને તે બંધવ છોડાવ્યો, વરત્યાં જયજયકાર, છુટયો ભીમ કુમાર.
રખઝગ ન કરો નાર પરણશે દેવમુરાર,
રખઝગ ન કરોને નારી પરણશે દેવમુરારી
આહેરડા કુળવદી પરણશે, રૂખમા ઇ નંદી
આહેરડાં ઘરંવાસ પરણશે, રૂખમા ઇ લાડી,
મંગળજ સ્નાન કરાવો, સહી સઘળીને સણગારો.

સહી સઘળીને સણગારો, રૂખમણી માતાને નવરાવો;
હળવેને લોટડી ભરીયા, તે દામોદર શિર ઢળીયા.
દેવકી કરોને સણગાર, વેગે નયણાં સમાર;
પેરોને નવરંગ ધાર, વેગે સીચોવરવાડ.
નાઇ જમીને ઘોડી તે ચઢીયો, મસ્તક મુગટ ધરીયો;
કોટ ભામોરી કરીયે, આવ્યો તોરણ બહાર.
ધુંશળમુંશળ ને રવાઇ, સાસુ પોંખ્યારી જમાઇ;
સરીયો સાંઠો ને ત્રાક, ગળે જા ઘાલીને તાણ્યું નાક.
ગળે જા ઘાલીને તાણ્યો, માંહે મધુ પર્ક લે આણ્યો;
કોરાં તે વસ્ત્ર પહેરાવીયાં, વેઢ જનોઇ સોહાવીયાં.
મધુપર્ક ત્રાટડલી વાટડલી, વેદ ભણતા શ્રીમાળી;
ભણીયા ચારે તે વેદ, ટાળ્યો રૂખમાઇનો ભેદ.
ભણીયા ચારે તે સુત્ર, પરણે દેવકીજીના પુત્ર;
પહેલું તે મંગળ વરતાય, દાદાજીનાં દાન દેવાય.
દાદેજી દીધલાં રી દાન, દીધાં કન્યાનાં દાન;
બીજું તે મંગળ વરતાય, કાકાનાં દાન દેવાય.
કાકે દીધાંરી દાન, દીધાં કચોરાંનાં દાન;
અગ્નિ તે મંગળ વરતાય, ત્યાં મામાનાં દાન દેવાય.
મામે દીધાંરી દાન, દીધાં મોસાળાંનાં દાન;
ચોથું તે મંગળ વરતાય, વીરાજીનાં તે દાન દેવાય.
વીરે દીધાંરી દાન, દીધાં મધુપર્કનાં દાન;
આલુડા તાંસ મંગાવો, લીલુડા કળશ ચીત્રાવું.
ચોરીની ચોગઠવાળી, નાગ પાસે બાંધીયા બંધ;
સોધલી સામ મંગાવો, તેનો કંસાર ભરડાવો.
ગોણીએ ઘી રેડાવો, ખોબલે ખાંડ પીરસાવો;
વેદ મંત્રે નીપજયાંરી કંસાર, કોળીયા કોળ ભરાય.
જમી શ્રીકૃષ્ણ રૂખમણીને આરોગાવે, રૂખમણી જમી કૃષ્ણને આરોગાવે;
કોળીયા કોળ ભરાવો, રૂખમૈયો કોળ ઝુંટાવે.
ધીરો તે માખણ ખાઇ, સદાય ચારતો ગાય;
ગોવિંદ ગોકળીયાના વાસી, છાસ પીછનો અભિલાષી.
માસી તે પુતના ઘાલી, તેણે મન જોયું વિમાસી;
મામો તે કંસાસુર માર્યો, જેને સ્વર્ગ પછાડયો.

છોકરા ઘી પીને ઘી પી, તારી માયે ન પાયું ઘી પી;
તારી તે કહી મા છેલાછ, તુંને કળશીયે ભીખાવે છાસ.
છોકરા તારી કે મા છે ધાડી, તને મધરાતે મેલ્યો કાઢી;
છોકરા તારી કે મા છે રાણી, તુને ઘડે ભરાવે પાણી.
ઇવર લાડકા લાડુ શું ખાય, ઇવર ગધેડાં ગોળવા જાય;
ઇવિર મંત્ર પાડો શું જાણે, ઇવિર ગોગાના ગાડે ગણે.
નાખ્યો નાથોરે નાથો બે દડ, ચોવટ રાશે નાથો;
નાથો સાગની સુથળી, નાથો કન્યાબાઇ પુતળી.
નાથો હિરની દોરીયે, નાથ્યો કન્યાબાઇ ગોરીએ;
તારાં ને વડાં વડાં વડેરાં, નાથ્યાં છોકરાં તારીમા.
કહી બાઇનાં કરજોરે જતન, કાગની કોટે બાંધીને રતન;
કાગડે દહીથરૂં તાણ્યું, તે તો નાગરી જાતે જાણ્યું.
કઇ બાઇ છે તો ભીને વાન, વરતો વગડાનો હેવાન;
પાંનેતરે બાંધીને રાઈ, રાજુરે તડો આવ્યો.
પાનેતરે બાંધીને જીરૂં, જીજી કરતો આવે;
પાનેતરે બાંધીને ધાણા, ધન્ય ધન્ય કરતો આવે.

## રણજણ કાંસીડો.

### પાપડનાં ઠામમાં જતી વખતે ગવાતું ગીત.

રણજણ કાંસીડો વગડાવો, ભેરવ સોનાની છે ડાંડી;
ભેરવ રૂપાંનું છે ચાડું, આછી આછી ધાણીનું છે તેલ.
ભાર કપાસની છે વાટ, દીવડો મેલ્યો માંડવડા હેઠ;
કે વેવાણે કેયા જમાઇને વાર્યા, દીકરા તમે સાસરીયે મ જાશો.
સાસરીયાંના દીવટીયા કહેવાશો.

( ચાર વાર ગાવું. )

### માંડવો પહેલો.

સોનાની સળીયે માંડવો, રૂપાની વળીયે માંડવો.
મારે માંડવે મળ્યારે મોરાર, છપન કોડરે માધવ આવ્યા.
કે વહુ કેયા ભાઇને વિનવે, લેખાં વટીયાં વરરાય જંગ દેખાડ રાય
જંગ હોય રળીયામણો.
ગૌરી રાય જંગ રાય જંગ શું કરો, આપણે ઘરે છે કે બાઇનો વિવાહ,
રાય જંગ હોય રળીયામણો.

સોનાની સળીયે માંડવો, રૂપાની વળીયે માંડવો, મારે માંડવે મળ્યારે
મોરાર છપન ક્રોડ જાદવ મળ્યારે.
કહી વહુ કૈયા ભાઇને વિનવે, દરબારીયા વરરાય જે દેખાડ
રાય જંગ હોય રળીઆમણો.
ગૌરી રાય જંગ રાય જંગ શું કરો, આપણે ઘેર છે કે બાઇનો વિવાહ
રાય જંગ હોય રળીયામણો.
સોનાની સળીયે માંડવો, રૂપાની વળીગે માંડવો, મારે માંડવે મળ્યારે મોરાર
છપન ક્રોડ જાદવ મળ્યારે.
કે વહુ કૈયા ભાઇને વિનવે, બહુ સજ્જના વરરાય, જંગ દેખાડ
રાય જંગ હોય રળીયામણો.
ગૌરી રાય જંગ રાય જંગ શું કરો, આપણે ઘેર છે કૈયા ભાઇનો વિવાહ
રાય જંગ હોય રળીયામણો.
સોનાની સળીયે માંડવો રૂપાની વળીયે માંડવો મારે માંડવે મળ્યારે મોરાર
છપન ક્રોડ જાદવ મળ્યારે.
કે વહુ કૈયા ભાઇને વિનવેરે, નિશાળીયા વરરાય જંગ દેખાડ રાય
જંગ હોય રળીયામણો.
ગૌરી રાય જંગ રાય જંગ શું કરો, આપણે ઘેર છે કે બાઇનો વિવાહ
રાય જંગ હોય રળીયામણો.
પહેલો તે થંભ સોના તણો, રચીયો મારા માંડવ હેઠ, અજવાળો વહુવર
દીવડો; દીવડો મેલો કમાડ, ઘેર સજ્જનીયાં પધારો.

## માંડવો બીજો.

પહેલો તે થંભ સોનાં તણો, રચીયો મારા માંડવ
હેઠ ઘેર સજ્જનીયાં.
પધારો સજ્જનીયાં મારે કૈયા ભાઇના ડાડા, ઘેર કૈયો મહેતો—આવશે.
આવશે બેસશે પાય, ઘેર કુંવરો પરણાવસે, અજવાળો વહુવર
દીવડો દીવડો મેલો કમાડ.
બીજો તે થંભ રૂપાં તણો રચીયો મારા માંડવ હેઠ અજવાળો વહુવર
દીવડો, દીવડો મેલો કમાડ.
ઘેર સજ્જનીયાં પધારશે, સજ્જનીયાં મારે કે બાઇના કાકા ઘેર.
કૈયો મહેતો આવશે
આવશે બેસસે પાય ઘેર માંડવડો વધાવશે.
અગ્નિ તે થંભ એની તણો, રચીયો મારે માંડવ હેઠ
અજવાળો વેવર દીવડો.

દીવડો મેલો કમાડ ઘેર સજ્જનીયાં પધારશે, મારે કેયા ભાઇના મામા.
ઘેર કેયો મહેતો આવશે, આવશે બેસશે પાટ, ઘેર મોસાળા લઇ આવશે.
ચોથો તે થંભ હીરે જડયો, રચીયો મારે માંડવ હેઠ,
અજવાળો વેવર દીવડો.
દીવડો મેલો કમાડ ઘેર સજ્જનીયાં પધારશે સજ્જનીયાં
મારે કે બાઇના વીરા, ઘેર કેયો ભાઈ આવશે, આવશે બેસસે પળ
ઘેર વરણાગી ભરાવશે.

## માંડવો ત્રીજો.

માંડવ ટાઢો કે શીળો, ઢળકતા ઢાળોને બાજોઠો કે;
ધરતી મેલોને કુંકાવટી, તેડો મારે જોશીડાનો બેટો.
આજ મારે લખવી છે કંકોતરી, કંકોતરી બાંધો મારે કેયા ભાઇને છેડે;
કે જાય મારે કે બાઇને આણેરે, વીરા તું તો કેયે દેશથી આવીયો.
વીરા તુને કેયે મહેતે મોકલ્યો, એની હું તો કચ્છ દેશનો વાસી;
એની હું ને કેયે મેહેતે મોકલ્યો, એની હું તો કેયા મેહેતાનો પૌણી.
એની હું તો કેયા પનોતાનો જાયો, વીરા હું તો ગરથડાની ઘેલી;
વીરા હું ને સાસરીયે સંતાપી, વીરા હું ને છોડરે હરવાળી આંગણે આવીયો.
વર ન ઓળખ્યો મોર મારે કેયા ભાઇનાં થેડાં;
પણી વાગે છે આંબાં તણી, વચે મારે કે બાઇની વેલો માશ જળકે છે.
મસરૂ તણા, વાંસે મારે કેયા જમાઇનાં ધધેડાં, પતી વાગે છે દીકરાં તણી.

## માંડવો ચોથો.

માંડવી લીલી દાંડીની પીળી થાંભલી, માંડવ નીલુડા કળશ.
ચીતરાયરે વરરાજાનો માંડવો.
માંડવ બેસે રાણાને બેસે રાજીયા, માંડવ બેસે કેયા મેતો દીસોત
કુંવરીજીનો માંડવો,
માંડવી નીલી દાંડીરે પાળી થાંભલી, માંડવ નીલુડા કળશ ચીતરાયરે,
હોંસીલાનો માંડવો,
માંડવ બેસે રાણાને રાજીયા, માંડવ બેસે કેયો મહેતો દીસોતરે
ભત્રીજીનો માંડવો,
માંડવ નીલી દાંડીને પીળી થાંભલી, માંડવ નીલુડા કળશ ચીતરાયરે
બહુ સજ્જનનો માંડવો,
માંડવ બેસે રાણા ને રાજીયા, માંડવ બેસે કેયો ભાઇ દીસોત,
રે ભાણેજાનો માંડવો,

માંડવ નીલી દાંડીને પીળી થાંભલી, માંડવ નીલુડા કળશ ચીતરાયરે
આગલડીનો માંડવો,
માંડવ બેસે તે રાણાને રાજીયા, માંડવ બેસે કૈયો ભાઇ દીસોતરે,
એનીજીનો માંડવો,
માંડવડોરે મારો મોટેરો રોપાવજો, મોટા મોટા માંડલીક પધારશે

## માંડવો પાંચમો.

માંડવી કરેરે મારા કૈયા ભાઇના દાદારે, માંડવડે કૈયો મહેતો આવશે
કૈયો મહેતો આવે કાંઈ રૂડેરાં દીસેરે હૈયાં મારા હીસેરે માંડવડો દીશે
રળીયામણો, માંડવડોરે મારો મોટો રોપાવજો. માંડવડે મોટા મોટા
માંડળીક પધારશે. માંડવી કરેરે મારા કૈયા ભાઇના કાકારે
માંડવડે કૈયો મહેતો આવશે, કૈયો મહેતો આવે, કાંઇ રૂડેરાં દીસેરે, હૈયાં
મારાં હીસેરે માંડવડો દીસે રળીયામણો, માંડવડોરે મારો મોટો રોપાવજો
માંડવડે મોટા મોટા માંડળીક પધારશે, માંડવી કરેરે મારા કૈ બાઇના અમો
માંડવડે કૈયો મહેતો આવશે, કૈયો મહેતો આવે, કાંઇ રૂડેરાં દીસેરે, હૈયાં મારાં
હીસેરે માંડવડો દીસે રળીયામણો, માંડવરોરે મારો મોટોરે રોપાવજો
માંડવડે મોટા મોટા માંડલીક પધારશે, માંડવી કરેરે મારે કૈ બાઇનો વીરોરે
માંડવે કૈયો ભાઈ આવશે કૈયો ભાઈ આવે કાંઇ રૂડેરાં દીસેરે હૈયાં મારા હીસેરે
માંડવડો દીસે રળીયામણો, માંડવડોરે મારો નિલુડે નાળીયેરે છાયો
અટવીસે ઓછાયો, લેલરે માંડવો.

## માંડવો છઠો.

માંડવડેરે કઇ નણદી ઝાઝીરે, કંઇ લેપાવી ઝાંઝીરે, આવશે ને લાવશે હાથીડા
હજારરે, ઘોડલીયાં ગલસરે રંગ જાય છોડયાં, માંડવડેરે કૈયા ભાઇના
દાદા આવશે આવશે ને લાવશે હાથીડા હજારરે, ઘોડલીયાં આગણુરે
રંગ ભર છોડે કાકો ઘોડલા માંડવડોરે મારો નીલુડે નાળીયેરે છાયા
કંઇ અટવીસે ઓછાયારે લેલર માંડવો, માંડવડેરે કઇ નણદી ઝાંઝીરે
કાંઈ લેપાવી ઝાંઝીરે, માંડવડેરે કૈ બાઈના મામા આવશે, આવશે
ને લાવશે હાથીડા હજારરે, ઘોડલીયાં આંગણુ રહે રંગ જાય છોડયાં
મામે ઘોડલાં માંડવડો મારો નીલુડે નાળીયેરે છાયો આલસે
ઓછાયો, માંડવડે કૈ બાઇના વીરા આવશે જે લાવશે હાથીડા હજારરે વીગેરે

## માંડવો સાતમો.

મોટા માંડવડો રોપાવો, ઝીણી ખાજલીયે છવરાવો.
આજાં મોતીડાંરે વધાવો આણારાજ—ભાઇના 'દાદાને તેડાવો, કૈયા મહેતાને

તેડાવો, હરખે માંડવડો રોપાવોરે આણુરાજ. મોટા માંડવડો રોપાવો
ઝીણી ખાજલીયે છવરાવો આછાં મોતીડે વધાવો આણારાજ, ભાઇના કાકાને
તેડાવો, કૈયા મેતાને તેડાવો, હરખે માંડવડો રોપાવોરે આણુરાજ મોટો
માંડવડો રોપાવો ઝીણી ખાજલીયે છવરાવો આછાં મોતીડે વધાવો આણુરાજ
બાપના મામાને તેડાવો, કૈયા મેતાને તેડાવો, હરખે મોસાળાં
પહેરાવોરે આણુરાજ.
મોટા માંડવડો રોપાવો ઝીણી ખાજલીયે છવરાવો આછાં મોતીડે
વધાવો આણુરાજ.
બાઇના વીરાને તેડાવો કૈયા ભાઇને તેડાવો, હરખે વરણાગી
ભરાવોરે આણુરાજ.

## માંડવો આઠમો.

કે મારો માંડવો ફુલડે છાયો ને તેને આછાવીયાં,
મારે માંડવડે કોણ કોણ બેસે ઉંચા, ગોરા, પાતળા, મારે માંડવે કૈયો ભાઇ બેસે
ઉંચા, ગોરા, પાતળા, મારે એની કે સાઈ અસરકા બોલે મુરખવર પામીયાં
મારી તે સેજલડીએ નહિ સુખ–અસીસે નહિ એળચી.
મારી તે પાંગડે નહિ પડો પાનરે, ખોળે નહિ સુખડી.
મારી તે ગોર વીયાલુમાં છાસરે–ઓરડે નહિ દીવડો,
છાંઓળ બેઠાં કે બાઇ એમ ભણે મારો સૌ તેમાં સરખો તો ખાયરે.
ભુજનગર ગામનો રાજીયો, મારો આવે છે નાગર વેલાં પાનરે ફુલડાંનો
ભોગીયો, તારી તે સેજલડીયે ઘણું સુખ અસીસે ઢગ
એલચી, તારી તે પાંગઠે છે પડાં પાનરે, ખોળે ઢગ સુખડી.
તારી તે ગોર વીયાળુમાં દુધરે, ઓરડે–જપ રાય દીવડો.

# જનોઇનાં ગીત.

## દાગા–વાગા.

જગરે અમીયાના વાગા સીવડાવો નીલુડા ગજની તુઇ.
કડરે વાળી વાળી પહેરોને કૈયા ભાઇ, દાદાનાં મન મોહશે;
દાદાનાં મન કોની પેરે મોહશે, હસી હસી મોસાળાં જોશે.
ઝગરે અગીયાના વાગા સીવડાવો, નીલુડા ગજની તુઇ;
કેડરે વાળી વાળી પહેરોને કૈયા ભાઇ, કાકાનાં મન મોહશે.
કાકાનાં મન કોની પેરે મોહશે, હસી હસી મોસાળાં જોશે;
ઝગરે અગીયાના વાગા સીવડાવો, નીલુડા ગજની તુઇ.
કેડે વાળી વાળી પહેરોને કૈયા ભાઇ, મામાનાં મન મોહશે;

મામાનાં મન કેણી પેરે મોહશે, હસીહસી મોસાળાં જોશે.
જગરે અગીયાના વાગા સીવડાવો, નીલુડા ગજની તુઇ;
કેડે વાળી વાળી પહેરેને દૈયા ભાઇ, બંધવાનાં મન મોહશે.
બંધવાનાં મન કેણી પેરે મોહશે, હસી હસી મોસાળું જોશે.

## ટોપી.

નીલી ટોપી ભરતે ભરી, મેલી છે માંડવા હેઠ બ્રહ્મચારીને ભેટ;
મોકલી પેરી ઓઢીને બ્રહ્મચારી સંચર્યા પુછે છે ભુજ નગરના લોક.
બ્રહ્મચારી ટોપી કોણે ભરીરે ભુજનગરમાં મારી કે બેનવસે નાંદલીયો કૈયો;
જમાઇ મેરાઇ બ્રહ્મચારીને ભેટ ભેટ મોકલી.
રાતી ટોપી તે ભરતે ભરી, મેલી છે માંડવા હેઠ બ્રહ્મચારીને ભેટ મોકલી;
પેરી ઓઢીને બ્રહ્મચારી સંચર્યા પૂછે છે દૈયાં શહેરનાં લોક બ્રહ્મચારી ટોપી.
કોણે ભરી–દૈયાં નગરમાં મારી કે બેન વસે નાદલીયો કૈયો જમાઇ મેરાઇ;
બ્રહ્મચારીને ભેટ મોકલી.

## ઝડીયો—રીસાય છે.

કુંવર કોટ વાળી વાળી જુવે, બોલાવ્યા બોલે નહિ, એનો તેડાવો
કૈયો મેતો દાદો તો હમણાં મનાવશે;
કુંવર ઝડીયો જનોઇ જો માગો, તો હમણું પહેરાવીએ, કુંવર આજાનાં
નરામ જો માગો તો તે કયાંથી કાઢીએ.
કુંવર કોટ વાળી વાળી જુવે, બોલાવ્યા બોલે નહિ, એનો તેડાવો
કૈયો મેતો કાકો તો હમણાં મનાવશે;
ભત્રીજા ઉતારીને સાંકળાં જો માગો, તો હમણાં પહેરાવીએ
ભત્રીજા રાયનાં સાકળાં માગો તો કયાંથી કાઢીએ.
કુંવર કોટ વાળી વાળી જુવે બોલાવ્યા બોલે નહિ, એનો તેડાવો
કૈયો મેતો મામો તો હમણાં મનાવશે;
ભાણેજ ભાઇ જો માગો, તો હમણાં પહેરાવીએ, ભાણેજ ચાંદો
સુરજ જો માગો તો કયાંથી કાઢીએ.
કુંવર કોટ વાળી વાળી જુવે બોલાવ્યા બોલે નહિ, એનો તેડાવો
કૈયો ભાઇ બંધવો તો હમણાં મનાવશે;
બંધવા વેલને વીંટી જો માગો તો હમણાં પહેરાવીગે, બંધવા
સાહી રમકડાં જો માગો તો કયાંથી કાઢીએ.
કુંવર કોટ વાળી વાળી જુવે, બોલાવ્યા બોલે નહિ, એનો તેડાવો
કૈયો મેતો સસરો તો હમણાં મનાવશે;

જમાઇ મોહીને બેટી જો માગે તો હમણાં પરણાવીયે, જમાઈ
બ્રહ્માની બેટી જો માગે તો તે કયાંથી કાઢીએ.

## નીલી ટોપીને બ્રહ્મચાર વાંકા અંબોડા.

નીલી ટોપીને બ્રહ્મચાર વાંકા અંબોડા, રાજાની વાડીમાં બ્રહ્મચાર તમે ઉતર્યા;
રૂઠયા બ્રહ્મચારી તમને કોણ મનાવે, દાદો મનાવી જનોઇ દેવડાવે.
માતાઓ મનાવી ભિક્ષાઓ દેવરાવે, તોએ આગલડા નામ જ્યાં ન આવે;
પીળી ટોપીને બ્રહ્મચાર વાંકા અંબોડા, રાજાની વાડીમાં બ્રહ્મચાર તમે ઉતર્યા.
રૂઠયા બ્રહ્મચારી તમને કોણ મનાવે, તમને તમારો કાકોજી મનાવે;
કાકોજી મનાવી માંડવો રોપાવે, કાકી મનાવી માંડવડો વધાવે.
તોએ હોંસીલાના મનમાં ન આવે.
રાતી ટોપીને બ્રહ્મચાર વાંકા અંબોડા, રાજાની વાડીમાં બ્રહ્મચાર તમે ઉતર્યા;
રૂઠયા બ્રહ્મચારીને કોણ મનાવે, તમને તમારો મામોજી મનાવે.
મામો મનાવી મોસાળ લઈ આવે, મામી મનાવી મોસાળાં પહેરાવે;
તોએ ડોલરીયાના મનમાં ન આવે.
ઝીંની ટોપીને બ્રહ્મચાર વાંકા અંબોડા, રાજાની વાડીમાં બ્રહ્મચાર તમે ઉતર્યા;
રૂઠયા બ્રહ્મચાર તમને કોણ મનાવે, તમને તમારો વીરોજી મનાવે.
વીરોજી મનાવી વરણાગી ભરાવે, ભાભી મનાવી મંગળીયાં ગવરાવે;
તોએ અંતરીયાના મનમાં ન આવે.

મારે આગણે બડવો નિત્ય રમે, મારે આંગણે બડવો નિત્ય રમે;
કુલકમરને બહુ જાડવારી, ઇજાડવામાં નાવડે મુજને નામ. મારે આંગણે.
ઇજાડવાનાં ડમરો મરવો નામ, મારે આંગણે.
જનોઇ દેવરાવવા દાદો આવશેરે, ઇદાદાનાં મને નાવડે નામ મારે આંગણે.
ઇદાદાનાં કૈયો મહેતો નામ. મારે આંગણે.
ભિક્ષાઓ દેવરાવતાં માતા આવશે ઇમાતાનાં મને નાવડે નામ મારે આંગણે.
ઇમાતાનાં કૈ વૈ નામ. મારે આંગણે.
માંડવ રોપાવવા કાકો આવશેરે, ઇકાકાનાં મને નાવડે નામ. મારે આંગણે.
ઇકાકાનાં કૈયો મહેતો નામ. મારે આંગણે.
માંડવડો વધાવતા કાકી આવશે, ઇકાકીનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇકાકીનાં કૈ વહુ નામ. મારે આંગણે.
મોસાળાં લૈ આવતાં મામો આવશેરે ઇમામાનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇ મામાનાં કૈયો મહેતો નામ. મારે આંગણે.
મોસાળાં પહેરાવતાં માતાજી આવશે ઇમામીજીનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇમામીનાં કહી વહુ નામ. મારે આંગણે.

વરણાગી ભરાવતા વીરોજી આવશે, ઇવીરાનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇવીરાનાં કેયે। ભાઇ નામ. મારે આંગણે.
મંગળીયાં ભરાવતાં ભાભીજી આવશે, ઇભાભીમાં મુજને નાવડે નામ.મારે આંગણે.
ફુલીકાં દેવરાવતાં દેૈયર આવશે, ઇદૈયરનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇ દેૈયરનાં કઇ બાઈ નામ. મારે આંગણે.
ઢોલ વગડાવા ફુવો આવેરે, ઈ ફુવાનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇ ફુવાના કેયો જમાઈ નામ. મારે આંગણે.
હાથ પોથીને ગોર આવશેરે, ઈ ગોરનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઈ ગોરનાં કહીયો ગોર નામ. મારે આંગણે.
મુખ સરસ્વતિને પંડયોજી આવશેરે, ઈ પંડયાનાં મુજને નાવડે નામરે.
મારે આંગણે.
ઇરે પંડયાનાં કેયો પંડયો નામ. મારે આંગણે.
હાથ દંડને હડીયો કાઢશેરે, ઇરે જડીયાનાં મુજને નાવડે નામ. મારે આંગણે.
ઇ જડીયાનાં કેયો ભાઇ નામ. મારે આંગણે.

## જનોઇ ને ઘોડી.

નીલડી ઘોડી નીલડા પલાણરે, ઇ ઘોડીના કીયો ભાઈ અસ્વારરે;
આગળ થકો કહીયો જમાઈ છડીદારરે.
અંતાણી પાળે જે ( જે ઓડક હોય તેનું નામ ) ને પાખરજરે શુકને
વાંદીને સંચરજેરે;
શુકનમાં માંહે જોશીડો મળીયોરે, મુરતીયાં લઇને સામો મળીયોરે.
નીલી ઘોડી પાતળીયા અસ્વારરે, ઇ ઘોડીના કીયો ભાઈ અસ્વારરે;
આગળ થકો કીયો જમાઈ છડીદારરે, માંકડ પોંખે જૈને પાખરજેરે.
શુકન વાંદીને સંચરજેરે, શુકનમાં સોનીનો એટા મળીયોરે;
ઝાલ ઝુમણાં લઇને સામો મળીયોરે.
નીલી ઘોડી નીલેડાં પલાણરે, ઇ ઘોડીનો કીયો ભાઈ અસ્વારરે;
આગળ થકો કેયો જમાઇ છડીદારરે, ઘોળકીયા પોળે જઇ પાખરજેરે.
શુકન વાંદીને સંચરજેરે, શુકનમાં દોશીનો એટા મળીયોરે;
શીર ચુંદડી લઇને સામો મળીયોરે, નીલી ઘોડી નીલેડાં પલાણરે.
ઈ ઘોડીનો કીયો ભાઇ અસ્વારરે, આગળ થકો કીયો ભાઇ છડીદારરે;
છાંયા પોળે જઇને પાખરજેરે, શુકન વંદીને સંચરજેરે.
શુકનમાં માળીનો એટા મળીયોરે, હાર ગજરા લઇને સામો મળીયોરે.

## સાત સુંવાળી બડવા પાંચ લાડુડા.

સાત સુંવાળી બડવા પાંચ લાડુડા, તો તમેરે નાનકડા બડવા કેમ જાશો;
રાજ ઉભલા હોતો ઉભલા હોતો બડવા દાદો મનાવે.
દાદો મનાવી બડવા જનોઈ દેવરાવે, બડવા ઉભલા હોતો તમને તમારી માતા મનાવે;
માતા મનાવી બડવા ભિક્ષા દેવરાવે, રાજ ઉભલા હોતો તમને તમારો કાકો મનાવે.
કાકો મનાવી બડવા માંડવડો રોપાવે, રાજ ઉભલા હોતો તમને તમારી કાકી મનાવે;
કાકી મનાવી બડવા માંડવડો વધાવે, રાજ ઉભા હોતો તમને તમારી મામી મનાવે.
મામી મનાવી બડવા મોસાળાં પેરાવે, રાજ ઉભલા હોતો તમને તમારો વીરોજી મનાવે;
વીરોજી મનાવી બડવા વરણાગી ભરાવે, રાજ ઉભલા હોતો તમને તમારાં ભાભી મનાવે.
ભાભી મનાવી મંગળીયાં વરતાવે રાજ.

## જડીયો આવશે.

મેં તુને માળોડા વાળીયો, મારી શેરીએ મરવો મરોપરે. જડીયો આવશે.
જડીયો કે રસ કેરો પોત્રો, જડીયો કે રસ કેરો દોહીયો. જડીયો.
જડીયો કૈયા મેતા કેરો પોત્રો, જડીયો કૈયા મહેતા કેરો દોહીયો. જડીયો.
જડીયો કે રસ કેરો કુંવરો, જડીયો કે રસ કેરો જાયો. જડીયો.
જડીયો કૈયા મેતા કેરો કુંવરો, જડીયો કૈ વહુ પનોતાનો જાયો. જડીયો.
જડીયો કે રસ કેરો ભત્રીજો, જડીયો કે રસ કેરો ભાણેજ. જડીયો.
જડીયો કૈયા મેતા તણો ભત્રીજો, જડીયો કૈયા મેતા તણો ભાણેજ. જડીયો.
જડીયો કે રસ કેરો બંધવો, જડીયો કે બાઇ પનોતાંનો વીરો. જડીયો.
જડીયો કૈયા ભાઇ કેરો બંધવો, જડીયો કૈ બાઇ પનોતાનો વીરો. જડીયો.

## જનોઇની ઘોડી.

એક નીલુડી ઘોડી, કાનતમારડી, એની ઘોડીયે મોમખીયા મોતી જડીયાં.
એની ઘોડીએ જડીત્ર પલાંણ હીરે જડીયાં, એની ઘોડીયે આગલા પગ હીરે જડીયાં.
એની ઘોડીએ પાછલે પરવાળાંમાં, એની ઘોડીયે ચૌદ રતનનો ચાબખો;
એની ઘોડીએ વાળાની સરનો વીઝણો, ઘોડીયે ચડે ગોરા કયા ભાઇ મન હસેરે.
તમને દાદાજી મનાવે, લાડકડા વર હું રળીયાત છું.
તમે દાદાને ઘેર ગયા હતા નિશાળીયા વર, શું શું રી લાવ્યા,
અમો લાવ્યા છીએ જડીયો જનોઇ હાથે દંડ લાકડી;
તમને કાકોજી બોલાવે, બહુ સજ્જના હું રળીયાત છું.
તમે કાકાને ઘેર ગયા હતા, નિશાળીયા વર શું શું રી લાવ્યા;

અમે લાવ્યા છીએ વેઢ વીંટીને સાંકળાં રી, તમને મામોજી બોલાવે અંતરીયા વર.
હું રળીયાત છું, તમો મામાને ઘેર ગયા હતા;
શું શું રી લાવ્યા અમે લાવ્યા છીએ કલગેક ભાઇ, માથે મોળીઆં રી.
તમને વીરોજી બોલાવે, ડોલરીયા વર હું રળીયાત છું, તમે વીરાને ઘેર ગયા હતા;
આટલીડા વર શું શું રી લાવ્યા, અમે લાવ્યા છીએ કતરી સાંકળીને હાથે
વીચીઓ રી.
તમને ફૈયર બોલાવે હું રળીયાત છું, તમને ફૈયરને ઘેર ગયા હતા;
આંતરીયા વર શું શું રી લાવ્યા, અમે લાવ્યા છીએ નામ.
ફૈયા ભાઈ લક્ષ્મી વોરી, તમને પંડયોજી બોલાવે બહુ સજનના વર હું
રળીયાત છું;
તમે પંડયાને ઘેર ગયા હતા શું શું લાવ્યા, અમે લાવ્યા છીએ ચૌદ વિધાને
મુખે સરસ્વતિ.
તમને સસરો બોલાવે લાડકા વર, હું રળીયાત છું;
તમે સસરાને ઘેર ગયા હતા, ગુલામી વર શુંશું રી લાવ્યા.
અમે લાવ્યા છીએ બેટી મોટીરે ફૈયા દેવતણી.

## વળો વળો બાલુડા બ્રહ્મચારી.

વળો વળો બાલુડા બ્રહ્મચારી, તમને કોણ મનાવે;
તમને તમારો દાદોજી મનાવે, દાદો મનાવી જનોઈ દેવરાવે,
માતા મનાવે ભિક્ષાઓ દેવરાવે, તોએ હઠીલાના મનમાં ન આવે. વળો વળો.
તમને તમારો કાકોજી મનાવે, કાકો મનાવી માંડવડો રોપાવે;
કાકી મનાવી માંડવડો વધાવે, તોએ હોંસીલાના મનમાં ન આવે. વળો વળો.
તમને તમારો મામોજી મનાવે, મામો મનાવી–મોસાળાં લઇ આવે;
મામી મનાવી મોસાળાં પહેરાવે, તોએ રીસાળ વરના મનમાં ન આવે. વળોવળો.
તમને તમારો વીરોજી મનાવે, વીરો મનાવી વરણાગી ભરાવે;
ભાભી મનાવી મંગળીયાં વરતાવે તોએ તમારા મનમાં ન આવે. વળો વળો.

## જનોઇનું મોસાળું.

કુંવર રહો તો આ રાજ્ય અપાવું, નવી રાજ્ય નગરી સ્થપાવું;
રહો તો અમરાવતી ઉતરાવું, બટુક આવો ઘેર મામી મનાવે.
કાશી કેરા પંડીતો તેડાવું, તમને ઘરને આંગણીયે ભણાવું;
રહોતો ઇન્દ્રના ગુરૂને તેડાવું, બટુક ચાલો ઘેર મામી મનાવે.

બટુક રહોતો રતીથી રૂપાળી, મોટા ઘરની લાવી દઉં લાડી;
રહોતો આપું વહુવારૂ મેળાવી, બટુક ચાલો ઘેર મામી મનાવે.
શિયાળે ટાઢે પાણીયે નહાવા, વેદી પાસે કોપીન ભેર સુવાં;
તમારે ગુરૂનાં કોપીન નથી ધોવાં, કુંવર ચાલો.
સાત ફેરા ભિક્ષા કાજ કરવા, મળે તેટલાંમાં પુરાં કરવાં;
સહેલે શુભ અંગે દુઃખ નથી સેવ્યાં. બટુક ચાલો.
સમી સીમમાંનાં ઝાડ કંટાળી, માંય ડંડ સમીરને ચોળી;
કાળે ઉનાળે વન વન પોખી. કુંવર ચાલો.
જરીયન રૂડા જામા કરાવ્યા, માંહે કસબના મોર મુકાવ્યા;
મોગાં મુલનાં મોસાળાં મંગાવ્યા, કુંવર આવ્યા ઘેર મામે મનાવ્યા.
પછી સોનાના ઓઢ ઓઢાડી, હાથી ઘોડાને સમૃદ્ધિ અપાવી;
બ્રહ્મચારીને રાખ્યા મનાવી, કુંવર આવ્યા ઘેર મામે મનાવ્યા.

## જનોઇનું ગીત.

માણેક મોતીનો પસરે ભરાવો, પસરે ભરાવો ચંદનચોક પુરાવો;
ઘોડલે ચડી ઘેર આવોરે, કૈયાભાઈ આવોરે કૈયાભાઈ.
દાદાનાં મન મોહશે, દાદાનાં મન કેણી પેરે મોશે;
હસી હસી મોસાળાં જોશે, માણેક મોતીનો પસરે ભરાવો.
પસરે ભરાવો ચંદન ચોક પુરાવો, ઘોડલે ચડી આવોરે કેયાભાઇ;
આવોરે કેયાભાઇ.
કાકાનાં મન મોહશે, કાકાનાં મન કેણીપેરે મોહશે;
હસી હસી મોસાળું જોશે, માણેક મોતીનો પસરે ભરાવો.
પસરે પુરાવો ચંદનચોક પુરાવો, ઘોડલે ચડી ઘેર આવોરે;
કૈયાભાઇ આવોરે કેયાભાઇ, મામાનાં મન મોહશે.
મને કેણીપેરે મોહશે, હસી હસી મોસાળું જોશે;
માણેકમોતીનો પસરે ભરાવો, પસરે ભરાવો ચંદનચોક પુરાવો.
ઘોડલે ચડી ઘેર આવોરે કેયાભાઇ, આવોરે કેયાભાઇ;
વીરાનાં મન મોહશે વીરાનાં મન કેણીપેરે મોહશે, હસી હસી મોસાળું જોશે.

## સમોરતાંથી લગ્ન દિવસ સુધી ગવાતાં ગીતો.

### છોકરી પક્ષવાળાનાં. ૧.

કે બાઇ સસરાજીને બાપ કહી બોલાવજો, કે બાઈ સાસુજીને કહેશો માય;
મોટા નાં હો તો નમી દેજો, કે બાઈ જેઠજીના ઘુંઘટ તાણજો.
કે બાઇ જેઠાણીમે દેજો ઘરનો ભારરે, મોટાં નાં હો તો;

કે બાઇ દીયરજીને વીર કહી બોલાવજો, કે બાઈ દેરાણીનાં કરજો વાદે કામ.
મોટાં નાં હો તો કે બાઇ નણંદજીને નીત્ય નીત્ય આણાં વાળજો;
કે બાઈ ભાણેજાં ભત્રીજાંની લેજો આશીશ મોટાં નાં હો તો.

## ચોરીમાંથી કહી બાઇ બોલ્યાં.

ચોરીમાંથી કૈ બાઇ બોલ્યા, દાદાજી વચન સુણીને;
આપણને ઘેર અવલ હાથીડાતે, મારે સાસરે દેજો,
દઇ શકો તો દેજો ડાડા મારા, જીભલડીએ જસ લેજો.
ચોરીમાંથી કઈ બાઇ બોલ્યાં, કાકાજી વચન સુણીજો;
આપણે ઘેરરે અવલ તેજીડા, તે મારે સાસરે દેજો.
દઇ શકો તો દેજો કાકા મારા, જીભલડીએ જસ લેજો;
ચોરીમાંથી કઇ બાઇ બોલ્યાં મામાજી વચન સુણીજો.
આપણે ઘેર અવલ વેલડીયાં, તે મારે સાસરે દેજો.
દઇ શકો તો દેજો મામા મારા, જીભલડીએ જસ લેજો;
ચોરીમાંથી કઇ બાઇ બોલ્યાં, વીરાજી વચન સુણીજો.
આપણે ઘેર ગાય સવછી, ભેંસ સવછી ગાય ભેંસ સાસરે દેજો;
દેશકોતો દેજો મારા વીરાજી, જીભલડીએ જસ લેજો.

## નીલુડાં પાનનો આંબલો.

નીલુડાં પાનનો આંબલોરે, તેની ડાળીઓ નમી નમી જાય;
ડાળ નમે સુડા ભમે, તેનાં વનફળ લેરડે જાય,
કેયે મહેતે રાયજંગ માંડીયો, તું કૈયા વેવાઇ વેગે વહેલો આવ.
તારા લશ્કરને સામૈયાં શોભતાં, રૂડા વરરાજાને પાલખડી પચાસ;
આટલાં વાનાં કરૂં મારા વેવાઇરે, નીલુડાં પાનનો આંબલો.
તું કૈયા વેવાઈ વેગે વહેલો આવ, નીલુડાં૦
હું કેમ આવું મારા વેવાઇરે મારૂં લશ્કર ઘેરરે ન માય;
તારા લશ્કરીઆઓને ઉતારા ઓરડા, રૂડા વરરાજાને મેડીનો માળ.
એટલાં વાનાં કરૂં મારા વેવાઇરે, નીલુડાં૦
તુંતો કૈયા વેવાઇ વેગે વહેલો આવ. નીલુડાં૦
હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે ન માય,
તારાં લશ્કરને દાતણ પાણી, રૂડા વરરાજાને કણીઅરની કાય;
આટલાં વાનાં કરૂં મારા વેવાઇ. નીલુડાં૦
તુંતો કૈયા વેવાઇ વહેલો આવ, હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે ન માય;
તારાં લશ્કરને નાવા પાણીડાંરે, રૂડા વરરાજાને ગંગાજળ નીર,

આટલાં વાનાં કરૂં મારા વેવાઇ નીલુડાં૰
તું તો ક્યા વેવાઇ વેગે વહેલો આવ, હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે ન માય,
તારા લશ્કરને ભોજન લાપસી, રૂડા વરરાજાને ગેવરીયો કંસાર,
આટલાં વાનાં કરૂં મારા વેવાઈ, નીલુડો૰ તું તો વેગે વહેલો આવ.
હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે નમાય,
તારાં લશ્કરને મુખવાર એળચી;
રૂડા વરરાજાને પાન પચાસ,
આટલાં વાનાં કરૂં મારા વેવાઇરે હું તો વેવાઇ વેગે વહેલો આવ નીલુડા.
હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે ન માય તારાં લશ્કરને પોઢણુ, ઢાળીયા,
રૂડા વરરાજાને હીંડોળાખાટ આટલાં વાનાં કરૂં મારા વેવાઇરે;
તું તો ક્યો વેવાઈ વેગે વહેલો આવ નીલુડા,
હું કેમ આવું મારૂં લશ્કર ટોડડે ન માય.
તારાં લશ્કરને રમત સોગઠાં;
રૂડા વરરાજાને પાસાની જોડ,
આટલાં વાનાં કરૂં મારા વેવાઇરે તું તો વેગે વહેલો આવ. નીલુડા.

## ત્રીજું.

પહેલો તે થંભ સોને જડયો, રચીયો મારા માંડવ હેઠ;
દીવડો મેલો કમાડ અજવાળો વે વર દીવડો,
સજનીયાં મારે કે બાઇના ડાડા, ઘેર કેયો મહેતો આવશે;
આવશે એસસે પાટ, ઘેર કૈ બાઇ પરણાવશે.
બીજો તે થંભ હીરે જડયો, રચીયો મારા માંડવ હેઠ;
અજવાળો વે વર દીવડો, દીવડો મેલો કમાડ ઘેર સજનીયાં પધારશે.
સજનીયાં મારે કે બાઇના કાકા, ઘેર કેયો મહેતો આવશે;
આવશે એસશે પાટ ભત્રીજી પરણાવશે.
અગની તે થંભ મોતીગે જડયો;
રચીયો તે મારા માંડવ હેઠ અજવાળો વહુ વર દીવડો.
દીવડો મેલો કમાડ ઘેર સજનીયાં પધારશે;
સજનીયાં મારે કે બાઇના મામા,
ઘેર કૈયો મહેતો આવશે આવશે એસશે પાટ,
ઘેર ભાણેજી પરણાવશે ચોથો તે થંભ રૂપે જડયો,
રચીયો મારા માંડવ હેઠ, અજવાળો વહુવર દીવડો,
દીવડો મેલો કમાડ, ઘેર સજનીયાં પધારશે. સજનીયાં.

મારે કે બાઇના વીરા ઘેર કેયો ભાઇ આવશે,
આવશે બેસશે પાટ, ઘેર બેનરને પરણાવશે.

## ચોથું.

ડાડા સરોવર હું પાણીડાં ગે,
ડાડા આવે રૂડા વરરાજાની જાન, વાજીંત્રો વાગે.
ડાડા વરરાજાને સામૈયાં શોભતાં, રૂડા વરરાજાને પાલખડી પચાસ. વાજીંત્રો.
ડાડા જાનૈયાને ઉતારા ઓરડા, રૂડા વરરાજાને મેડીને મહેલ. વાજીંત્રો.
ડાડા જાનૈયાને દાતણ પાણી, રૂડા વરરાજાને કણીયર કામ. વાજીંત્રો.
ડાડા જાનૈયાને મરદન તેલનાં, રૂડા વરરાજાને તેલ ફુલેલ. વાજીંત્રો.
ડાડા જાનૈયાને દાતણ પાણી ઠામ; રૂડા વરરાજાને ગંગાજળ નીર. વાજીંત્રો.
ડાડા જાનૈયાને ભોજન લાપસી, રૂડા વરરાજાને ગેવરીયો કંસાર. વાજીંત્રો.
ડાડા જાનૈયાને મુખવાસ એળચી, રૂડા વરરાજાને પાન પચાસ. વાજીંત્રો.
ડાડા જાનૈયાને સુવા ઢોલીયા, રૂડા વરરાજાને હીંડોળા ખાટ. વાજીંત્રો.

## પાંચમું.

સુડલો પુછેરે, કોયલ કયાં ગઇ, આવી રૂડી આંબલીયાની;
ડાળ મુકીને કોયલ કયાં ગઇ.
પોત્રી પરણુરે કેયા મહેતા તણી, દોહેત્રી પરણુરે કેયા મહેતા તણી;
ખારકની હુઈ છાકમ છોળરે, જોવાને હરખે હું ગઇ. સુડલો.
ભત્રીજી પરણુરે કેયા મહેતાતણી, ભાણેજી પરણુરે કેયા મહેતાતણી;
નાળીયેરની હુઇ છાકમ છોળરે; જોવાને હરખે હું ગઈ. સુડલો.
કુંવરી પરણુરે કેયા મહેતાતણી, જનમી પરણુરે કે વહુ તણી;
મીઠાઇઓની હુઇ છાકમ છોળરે, જોવાને હરખે હું ગઇ. સુડલો.
બેની પરણુરે કેયા ભાઇતણી, બેની પરણુરે કેયા વીરાતણી;
પહેરામણીની હુઇ છાકમ છોળરે, જોવાને હરખે હું ગઇ. સુડલો.

## છઠું.

કઇ બાઇ ડાડાજીને ખોળે બેસી એમ ભણે;
ડાડા હાથણી શણગારી સામી મેલોરે, રાયજાદો બંદલો પાળો આવે.
ઘેલી બાઇ નહિ આપણી દેશડીયાંની રીત, ગધેડી જાયો ગરજે આવે;
કે બાઇ કાકાજીને ખોળે બેસી એમ ભણે, કાકા તેજીડા
શણગારી સામા મેલરે પરદેશી બંદલો પાળો આવે;
ભત્રીજી બાઇ નહિ આપણાં ભુજનગરની રીતરે, હસીનો જાયો ગરજે આવે.

કે બાઈ મામાજીને ખોળે એમ ભણે, મામા પાલખડી
શણગારી સામે મેલરે, નિશાળીયા બંદલો પાળો આવે.
ભાણેજી નહિ આપણાં ગામતણી રીતરે, વેવાણનો જાયો ગરજે આવે.
કે બાઇ વીરાજીને ખોળે બેસી એમ ભણે,
વીરા વેલડીઓ શણગારી સામી મેલરે, પરદેશી બંદલો પાળો આવે;
બેનરબાઇ નહિ આપણુ ગામ કેરી રીતરે, ગધેડીનો મેલો ગરજે આવે.

## સાતમું છોકરીનાં લગ્નનું.

કે બાઈ ચતુર સુજાણ, બોલે મીઠી વાણી પવિત્ર માતાજી તમે સાંભળો,
અમારા દાદાજીને કરો ભોજાણ રે, કુંવારી કન્યાના કરો સાસરાં.
ડાડે કૈયે મહેતે હસી ઉત્તર દીધારે, નાનકડાં કુંવરીજી ધીરજ રાખજો;
સારા કુળના કૈયા વેવાઇ જોયારે, નિશાળીયા આવતા કૈયા વર મેં જોયારે.
કઈ બાઇ ચતુર સુજાણ બોલે મીઠી વાણ, મોટેરાં કાકીજી તમો સાંભળો.
અમારા કાકાને કરો જાણરે, કુંવારી કન્યાનાં કરે સાસરાં.
કાકા કૈયાભાઇએ હસીને ઉત્તર દીધારે, મોઘલડાં ભત્રીજી ધીરજ રાખજો.
સારા કુળના કૈયા વેવાઈ મેં જોયારે, અંતરીયા કૈયા જમાઇ મેં જોયા.
કઇ બાઇ ચતુર સુજાણ બોલે મીઠી વાણ, ગુણવંતાં મામીજી તમે સાંભળો.
અમારા મામાને કરો જાણરે, કુંવારી કન્યાનાં કરો સાસરાં.
મામે કૈયાભાઈએ હસી ઉત્તર દીધારે, સકર્મણાં ભાણેજી ધીરજ રાખજો.
સારા કુળના કૈયા વેવાઇ મેં જોયારે, બહુ સજ્જના કૈયા જમાઈ મેં જોયારે.
કઇ બાઇ ચતુર સુજાણ બોલે મીઠી વાણ, સકર્મણાં ભાભીજી તમે સાંભળો.
અમારા વીરાને કરો જાણ, કુંવારી કન્યાનાં કરો સાસરાં.
વીરા કૈયા ભાઇએ હસી ઉત્તર દીધારે, નાનકડાં બેનીજી ધીરજ રાખજો.
સારા કુળના કૈયા વેવાઇ જોયારે, નાનકડા કૈયા જમાઇ જોયારે.

## ગીત આઠમું.

આડી ફુલડીયાંની વાડી, વચે રતન જડીયાં રી, ત્યાં બેઠાં ડાડોજી આજ;
કે બાઇ એમ ભણેરી ડાડા મારા બોલો તો બોલાવું, બોલતી લાજે મરૂંરી.
ઇ વર અતિરે નિંદ્રાળુ, ઈ વર ક્યારે આવશેરી;
મજલે મજલે ઢોલીડા વગડાવું ઇ વર ક્યારે આવશેરી.
આડી ફુલડીયાંની વાડી વચે રતન જડીયાં, ત્યાં બેઠા કાકોજી આજ;
કે બાઇ એમ ભણેરી કાકા મારા બોલો તો બોલાવું બોલતી
લાજે મરૂંરી ઇ વર અતિરે ભુખાળવો, ઇ વર ક્યારે આવશેરી;
મજલે મજલે સુખડીએ મેલાવું ઇ વર ક્યારે આવશેરી.

આડી ફુલડીયાંની વાડી વચ્ચે રતન જડીયાં, ત્યાં બેઠા મામોજી આજ કે
બાઇ એમ ભણેરી, મારા મામા બોલો તો બોલાવું, બોલતી.
લાજે મરૂરી, ઇ વર અતિ છે રમતીયો, ઇ વર ક્યારે આવશેરી;
મજલે મજલે દહુલા મેલાવું, ઇ વર ક્યારે આવશેર.
આડી ફુલડીયાંની વાડી વચ્ચે રતન જડીયાં, ત્યાં બેઠા વીરોજી આજ;
કે બાઈ એમ ભણેરી વીરા મારા બોલો તો બોલાવું.
બોલતી લાજે મરૂરી, ઈ વર અતિરે વરણાગી, ઇ વર ક્યારે આવશેરી;
મજલે મજલે ફુલડીયો વેરાવું, ઇ વર ક્યારે આવશેરી.

## તંબો ખીડો છોકરાનું ગીત.

જુનેગઢથી તંબો ખીડો સંચર્યોરી, આવ્યો આવ્યો અમારે દેશ.
ધનરાલાલ તંબો ખીડા, ઓરડે ઉભા કઇ વહુ ઓળખેરે.
દાસી ધનરાને ઓરેરો તેડાવ, ધનરાલાલ તંબો ખીડો.
દાસી લેરે ઘડોને લેરે સીંઢોણી, આપણી વાડીમાં હેમ સીંચાવ ધનરા૦
સીંચો સીંચો વાડી માંહેલો કેવડોરે, સીંચો સીંચો વાડી માંહેલો છોડ.
સીંચો સીંચો ગુલાબનો છોડ, ધનરાલાલ તંબો ખીડો. (ચારવાર ગાવું)

## છોકરાનું ગીત.

મારા ચોકમાં તે ચંપો મોરીયોરે, વચ્ચે મોર્યો છે ગુલાબનો છોડ ચંપો
તે મોર્યો રાજમાંરે.
નજરો ખોલે તે ૈયા ભાઇ પાતળારે, જુવો જુવો તે કઈ વહુનાં રૂપ. ચંપો તે૦
ગોરી ફુલ સરીખી કુટડી, ગોરીનો દુધ સરીખો વાન. ચંપો તે૦
ગોરી પાન સરીખી પાતળીરે, ગોરીનો લવીંગ સરીખો છે લંક ચંપો તે૦
ઘુંઘટ ખોલોને કઈ વહુ સોહામણાંરે, જુઓ જુઓને કૈયાભાઈનાં રૂપ, ચંપો તે૦
વીરો બહાર હજારી ઘોડાં ખીલવેરે, હોંસીલો છે મોંઘલે મુલ. ચંપો તે૦
(ચાર વાર ગાવું).

## છોકરાનું ગીત.

તાણ્યો ને વણ્યો ગુજરાતમાં, હવે તાણ્યો ગુજરાત, છબાલી પામીરીરે,
કન્યાએ ઢાડો જગાડીયો, આપણી નગરીમાં આવડાં શાં તેજ, છબીલી૦
કોઇ કહે સુરજ ઉગ્યોરે, કોઇ કહે ઉગમતાંનાં તેજ, છબીલી૦
કુંવરો આવેરે ૈયા મહેતા તણો, જણ્યો આવે રે કઈ વહુ તણો છબીલી૦
હવે ઈ શિર આવડાં તેજ. છબીલી૦
કન્યાએ કાકો જગાડીયો, આપણી નગરીમાં આવડા શા રંગ છબીલી૦
હવે કોઈ કહે રાણોને રાજીયો, કોઈ કહે દીલ્લીનો દીવાન, છબીલી૦

ભત્રીજો આવે કૈયા મહેતા તણોરે, ભાણેજ આવે કૈયા મેંતા તણો છબીલી૦
તે આવે અવડો હલકાર છબીલી૦
કન્યાએ મામો જગાડીયો, આપણી નગરીમાં આવડો શો રંગ. છબીલી૦
કોઈ કહે છે કસુંબે રંગ ઉકળી, હવે કાંઇ કહે ઓપમજી છબીલી૦
નહિરે કસુંબે રંગ ઉતર્યો, નહિરે એ ઓપમજી. છબીલી૦
દોહીત્રો આવેરે કૈયા મહેતા તણો પાંતરો આવેરે કૈયા મેતા તણો છબીલી૦
ઇ આવડે એવડા શા રંગ છબીલી૦
કન્યારે વીરો જગાડીયો, આપણી નગરીમાં એવડો શો રંગ. છબીલી૦
કોઇ કહે ચંપો મોરીયો, હવે કોઇ કહે ગુલાબના છોડ, છબીલી૦
નહિ એ ચંપો મોરીયો, નહિ એ ગુલાબના છોડ છબીલી૦
બંધવો છેરે કૈયા ભાઇ તણો, વીરો આવેરે કઈ બેન તણો છબીલી૦
તે આવે આવડો શો રંગ. છબીલી૦

## ગીત નવમું.

સોહે રાણો રમેરી, કે બાઇ ભણેરી, દાદાજી તું પરણાવ.
ઇ વર વેપારીઓરી, કહો ઘેલી સોણુલાં લીધાં, શેણેરે તારાં.
મન મોહ્યારે, ઝુલંતો વાળ અંબોડો રી, મારાં મન મોહ્યાંરી;
સોહે રાણો રમેરી કુમાર, કે બાઇ એમ ભણેરી, કાકાજી મુજ પરણાવ.
ઇવર મોટો વેપારીયોરી, કો ભત્રીજ સોણુલાં લીધાં શેણે
તારાં મન મોહ્યાંરે, ભણુશે તો પંડયાની નિશાળ, અક્ષરે મારાં
મન મોહ્યાંરે, શોહે રાણો રમેરી કુમાર, કે બાઇ એમ ભણેરી;
મામાજી મુજ પરણાવ, ઇ વર વેપારીઓરી, કો ભાણેજ
સોણુલાં લીધાં, સેણે તારાં મન મોહ્યાંરી, જમતો સાખને
દાળ સવારે મારાં મન મોહ્યાંરે, સોહે રાણો રમેરી.
કુમાર કે બાઇ એમ ભણેરી, વીરાજી મુજ પરણાવ ઇ વર
વેપારીઓરી કો બેની સોણુલાં લીધાં, સેણે તારાં મન
મોહ્યાંરે રમતો બસરી બજાર દહુલે મારાં મન મોહ્યાંરે.

## ગીત દસમું.

ઉંચી મેડી ખાજલીયાં કમાડરે, ત્યાં રમે કઇ બાઇ નાનેરાં બાળરે;
ત્યાં ઓલ્યો કૈયો વેવાઇ, હેરણાં હણેરે કૈયા વેવાઇ તુંને હર્યાનાં
સાહેબારે, જઇ કરો કૈયા મેતાની સેવારે, એનું મન માને તો પરણાવેરે;
એનાં હૈયાં હીંસે તો પરણાવેરે. ( ચારવાર ગાવું. )

## ગીત અગીયારમું.

હાથણલી સણગારેરે ડાડા, વરરે જોઈને વહેલા આવજો
ઉંચો તે વર મ જોશોરે દાદા, ઉંચો તે ઉમ્બર ભાંગશે
તેજણલી સણગારેરે કાકા, વરરે જોઇને વહેલા આવજો
નીચો તે વરમ જોસોરે કાકા, નીચો તે સીંકાં તોડશે,
પાલખડીઓ સણગારેરે મામા, વરરે જોઇને વહેલા આવજો.
કાળો તે વર મ જોશોરે મામા, ધોળો આપ વખાણશો
વેલડીયોરે સણગારોરે વીરા, વરરે જોઇને વહેલા આવજો
કાળો તે વર મ જોશોરે વીરા, કાળો તે કુટુંબ લજાવશે
કડરે પાતળીયો ને મૂખરે સામળીયો, તે મારી સહીયરે વખાણીયો.

## ગીત બારમું.

ત્રાંબાકુંડીરે, નગર સોહામણી, માહે ભરીયાં છે ગોરીનાં દુધ,
સાહેલીરે આંબો મોરીયો;
સકર્મણાં કઈ બાઇ એમ જાણે, ડાડા મારારે જાન ક્યારે આવશેરે,
ઘેલી લંકાગઢ વહાણ પુરાવશું, લંકાગઢના તે સોની મંગાવશું.
તમારા વરજીના વેઢ ગડાવશું, ઘેલી એમ કરી તમને પરણાવીશું.
ત્રાંબાકુડી તે નગર સોહામણી, માહે ભરીયાં છે ગોરીનાં દુધ,
સાહેલીરે આંબો મોરીયો.

## ગીત તેરમું.

કે નવારે નગરના સોનીડા, મારો દીવડો ગડીજે,
ધરતીને મેલ્લો પાંદડી, વચે રત્ન જડાવજો.
આણીને મેલ્લો માંડવે, મારે દીશે અજવાળું,
નવલે વેવાઇએ પુછ્યું, દીવો કોણે મોકલીયો,
મોકલ્યો કઇ બાઇના ડાડા જાયે, કૈયા મેતાએ મોકલ્યો.
રંગ રે વાને રંગ પોથીઓ, રંગ રે કન્યાને ચુડલે.
રંગ રે રાજાને મોળીયે, રંગ કાથે ને પાને, એવો રંગ રાખતો વેવાઇ.
( એ પ્રમાણે કાકા, મામા, ભાઇ વગેરેનું ચારવાર ગાવું ).

## ગીત ચૌદમું.

ઉંચોરે ગઢ ચણાવેરે દાદા તો, ગઢરે સરીખા ગોખ મેલજો.
ગોખે બેસીને બાઇને દાદે વર જોયો તો મારે કઇ બાઇ ગોરાંરે,
ઇ વર શામળા, ઓરતડો મ કરશોરે ઘેલી,
તડકે દીસેરે ઇ વર સામળા બુઢા લાગેરે ઈ વર શામળા,
(ઉપર પ્રમાણે કાકો મામો, ભાઇએ વગેરે એ વર જોયો એમ ચાર વાર ગાવું.)

## ગીત પંદરમું.

કે બાઈ દાદાજીને ખોળે બેસી એમ ભણે, ડાડા વર જોજો કાંઇ દેરાં.
માહેલો દેવરે, તો કન્યા જાણે પુતળી, કે બાઇ કાકાજીને ખોળે
બેસી એમ ભણે, કાકા વર જો જો કાંઇ વાડી માંયલો મોરરે, તો
કન્યા જાણે ઢેલડી, કે બાઇ મામાજીને ખોળે બેસી એમ ભણે;
મામી વર જોજો તો આષાઢીનો મેઘરે, તો કન્યા જાણે વીજળી.
કઇ બાઇ વીરાજીને ખોળે બેસી એમ ભણે, વીરા વર જોજો,
કાંઇ ચાંપલીયાનો છોડરે, તો કન્યા જાણે ચંપા પાંખડી.
ડાડા રમવા લાગો દેરાં માંહેલો દેવરે, તો હસવા લાગી પુતળી;
કાકા ટહુકણ લાગો વાડી માંહેલો મોરરે, ઢળકવા લાગી ઢેલડી.
મામા વર્ષવા લાગો આષાઢીનો મેઘરે, ઝબુકવા લાગી વીજળી;
વીરા સુરંજા માંહેલો ચાંપલીયાનો છોડરે, મસરકે ચંપા પાંખડી.

# છોકરાનાં લગ્નમાં ગવાતાં ગીતો.

## ગીત પહેલું.

વીરા મેં તો કૈયા ભાઇ વારીયા, જીરે ચોળો ચોળય ઉતારશો;
તમારી ફુંકાવરણી પેની સસરો દેખશે, સસરો દેખીને રઢ લાગશે.
રઢ લાગીને કન્યા આપશેરે, કન્યા આપીને પરણાવશેરે;
તમારા હાથ જોઇને હાથણી આપશેરે, તમારા પગ જોઇને પદ્મણી આપશેરે.
તમારૂં રૂપ જોઇને રંભા આપશેરે, તમારૂં કુટુંબ જોઇને કન્યા આપશેરે;
તમારૂં લક્ષણ જોઇને લક્ષ્મી આવશેરે.

## ગીત બીજું.

જટો જટરે કે વહુ કાગળ મોકલે, રાઇવિર વેલેરા આવો,
સુંદર વર વેલેરા આવો, ઘડીયાં ઘડીયાં લગ્નને વરજી વરી જશે.
હું તો પાંદડાંને તોરણે નહિ પરણું, ઘડી મોડા આવીશ,
ઘડી વહેલો આવીશ, ચોઘડીયેરે, મોતી તોરણ નીપજે.
જટોજટ કહી વહુ કાગળ લખેરે, ઇવર વેલેરા આવો;
સુંદર વર વેલેરા આવો, ઘડીયાં ઘડીયાં લગ્નેરે વરજી વરી જશે.
હું તો ઠીકરાંની ચોરીએ નહિ પરણું, ઘડી મોડો આવીશ
ઘડી વહેલો આવીશ, ચોઘડીયેરે સોનાનાં તોરણ નીપજે.
જટ જટરે કઈ વહુ કાગળ મોકલેરે, ઘડીયાં ઘડીયાં લગ્નને વરજી
વરી જશે, હું તો લાકડાંને બાજોઠે નહિ પરણું ઘડી મોડો આવીશ,
ઘડી વહેલો આવીશ, ચોગડીયાંરે સુખડ બાજોઠ નીપજે;

જટ જટરે કઈ વહુ કાગળ મોકલેરે, રાઇવર વેલેરા આવોરે,
સુંદર વર વેલેરા આવોરે, ઘડીયાં ઘડીયાં લગ્નરે વરી જશે,
હું તો ત્રાંબાને ત્રભાણે નહિ પરણુંરે, ઘડી મોડો આવીશ,
ઘડી વહેલો આવીશ, ચોઘડીયે સોનાનાં ત્રભાણાં નીપજેરે.

## ગીત ત્રીજું.

સાહેબો બોલાવે સકવેણી, ઓરાં આવોને મુજ પાસ,
હું કેમ આવું ડોલરીયા વરરાજા, કાંઇક મોકલાવો મુજ પાસ;
મોકલાવુંરે મારા અવલ હાથીડારે, તેણે બેસી આવો મુજ પાસ,
અવલ હાથીડાની સૂંઢજ મોટી, તેનાથી ડરૂં માણારાજ. (૧)
સાહેબો બોલાવે સકવેણી, ઓરાં આવોને મુજ પાસ,
હું કેમ આવુંરે કેસરીયા વરરાજા, કાંઇક મોકલાવો મુજ પાસ;
મોકલાવુંરે મારા અવલ તેજીડા, તેણે બેસી આવો મુજ પાસ,
અવલ તેજીડાની પણગીરે વાગે, તેનાથી હું ડરૂં માણારાજ. (૨
સાહેબો બોલાવે સકવેણી, ઓરાં આવોને મુજ પાસ,
હું કેમ આવુંરે નિશાળીયા વર, કાંઇક મોકલાવો મુજ પાસ;
મોકલાવુંરે મારી અવલ પાલખડી, તેણે બેસી આવો મુજ પાસ,
અવલ પાલખીનાંરે રેકડાંરે ખડુકે, તેનાથી હું ડરૂં માણારાજ. (૩)
સાહેબો બોલાવે સકવેણી, ઓરાં આવોને મુજ પાસ,
હું કેમ આવું નાનકડીયા વર, કાંઇક મોકલાવો મુજ પાસ;
મોકલાવુંરે અવલ વેલડીયો, તેણે બેસી આવો મુજ પાસ,
અવલ વેલડીયોનાં ઢોરીડાંરે મોટાં, તેનાથી હું ડરૂં માણારાજ. (૪)

## છોકરા છોકરી બન્નેનાં લગ્નમાં ગવાતાં ગીત.

આંગલડી ભીંજેને મારો નખ નમેરી, દુર કર્યો મારા જમણા પગનો લંકરે;
આજ કોણ સજ્જનીયો આવશે, મોટો ભાઈ આવશેને નાનો ભાઇ આવશેરી.
છોટાભાઇ જોઉં વસેકે વાટરે, કયો ભાઇ આવે રંગ રહેશેરી;
આંગલડી ભીંજેને મારો નખ નમેરી, દુર કર્યો મારા જમણા પગનો લંકરે.
આજ કે વહુવર આવશે, શણગાર વો આવ્યાંને જડાવવા આવશે;
માણક વહુની જોઉં વસેકે વાંસેરે, મોતી વહુ આવશે રંગરેશેરી.
આંગલડી ભીંજેને મારો નખ નમેરી, દુર કર્યો મારા જમણા પગનો લંકરે;
આજ કોણ બેનો આવશેરી, મોટી બેન આવ્યાંને નાની બેન આવશેરી.
છોટી બેનની જોઉં વસેકે વાટરી, સારી બેન આવો રંગરે શેરી;
આંગલડી ભીંજેને મારો નખ નમેરી, દુર કર્યો મારા જમણા પગનો લંકરે.

કેયા ભાંડ આવ્યાને કેયા ભાંડ આવશેરી, કેયા ભાંડની જોડ વસે કેવાટરે, કેયો ભાંડ આવે, રંગરેશેરી.

## આજ ગરડે કંકોડાંનાં કાજ.

આજ ગરડે કંકોડાંનાં કાજ, ગરડે બેઠા મણીધર આવશેરી;
મણીધરીયો છે કઇ વહુનો કંથ, ગરડે કેયો ભાઇ આવશે.
આવશે બેસસે પાટ, ઘરડે કુંવરરો પરણાવશે;
આજ ગરડે કંકોડાંનાં કાજ, ગરડે બેઠા મણીધર આવશેરી.
મણીધરીયો છે કહી વહુનો કંથ, ગરડે કેયો ભાઇ આવશેરી;
આવસે બેસસે પાટ, ગરડે તાત્રીનો પરણાવશે.
આજ ગરડે કંકોડાંનાં કાજ, ગરડે બેઠા મણીધર આવશેરી;
મણીધરીયો છે કે વહુનો કંથ, ગરડે ેયો ભાઇ આવશેરી.
આવશે બેસશે પાટ, ગરડે ભાણેજો પરણાવશે;
આજ ગરડે કંકોડાંનાં કાજ, ગરડે બેઠા મણીધર આવશેરી.
મણીધરીયો છે કે વહુનો કંથ, ગરડે કેયો ભાઇ આવશેરી;
આવશે બેસસે પાટ, ઘરડે બંધવો પરણાવશે.

## પગરણ આદર્યાં.

સોનાના થંભ થંભાવો, પીયુડાજી, આજ મારે પગરણ આદર્યાં;
સાસુ કાગળીયોને નણદી સંદેશો, જેઠાણીને તમે તેડવા જાઓ. પીયુડા.
સાસુ ગાડડલેને નણદી ઠાંડડલે, જેઠાણીને માફાવાળી વેલરે. પીયુડા.
સાસુ ઓરડીને, નણદી ઓસરીયે, જેઠાણીને મેડીને મહેલ. પીયુડા.
સાસુ લાપસડીને નણદી ખીચડી, જેઠાણીને પાંચ પકવાનરે; પીયુડા.
સાસુ સાડલોને નણદી કાપડાં, જેઠાણીને ગડગડતા ઘારરે. પીયુડા.
સાસુ હલવો ને નણદી મલાવે, જેઠાણીને દસવાડી હાથોરે. પીયુડા.
સાસુ ખાઇ જશે ને નણદી લે જશે, સમોવડીયાં પાછાં વાળી દેશે. પીયુડા.

## ઉંચી ઉંચી મેડી મારે ઘરરે વીવાહનાં.

ઉંચી ઉંચી મેડી મારે ઘરરે વીવાહનાં, પાડોશમાં નણદી વસેરે;
વીરાની મેડીએ કાચ ઢળાવું, ત્યાં ઢોળાવું સુંદર ઢોલીઆ.
ત્યાંનો ચઢીને પોઢે મારી માડી જાયો, વાયુ ઢોળે ભાભી કુટડી;
દીઠું અણદીઠું નણદી સર્વે, તારે નિત્ય ઉઠીને ક્યાંથી કાઢીઓ.
ઘરની ધણીયાણી તમે ઇરેશું બોલ્યાં, બેન વિના ગણેશ કોણ પુજશે;

ચોખા સોપારી મારી ગોરાણીને, આપું, તો તે મારો ગણેશ પુજશે.
ઘરની વૌવર તમે ઇરેશુ બોલ્યાં, એનર વિના વીવાહ કોણ માલશે;
સાત સોપારી મારી ફઇબાઇને આપું, તેરે મારો વીવાહ માલશે.
ઘરની વૌવર તમે રાંધીને સીંધો, તો જમવા બેસે મારી બેનડી;
ઘરની વૌવર તમે પાણીશું ભર્યા, તો બારીએ બેસે મારી બેનડી.
ઘરની વોવર તમે હેરાન થયાતો, પકવાનને ઓરડે મારી બેનડી;
ખાસડું ખંખેરતાં ગૌરી ગણી આવે, રૂપીયાની છાલે બેની નહિ મળે.
માડીના જાયાને દઉંરે આશિશ, સો સો દીકરે હીંડજો મલપતા;
વેવાણની જામી તુંને દઉંરે આશીશ, સાતસો કેરે આંસુ ઢાળજો.

## અગની કુકમ કેરી પગની પાવડી.

અગની કુંમ કુંમ કેરી પગની પાવડી, ઘી ઢળેરી, કૈયા ભાઈ તમારડે
આંગણુલે સિંહ રમેરી, સિંહને સિંહાસન દયોશ, મહાલક્ષ્મીને
બેસણા, આવ્યો શિયાળો રવ રવે રવ રવ્યાં, આવે છે રંગ
કયાં રંગ્યાં, રંગ્યાંરે નવાં નગર શહેર, જામેશ્વરમાં તારવ્યાં.
બાંધો બાંધો કૈયા ભાઈ આજ, વીવાહ જેવડાં કાજ વેવાઇ ઘેર જાવું;
અગની કુંમકુંમ કેરી વાવડી, ઘી ઢળેરી;
કે બાઈ તમારે વીવાહે, આંગણુલે સિંહ રમેરી.
સિંહને સિંહાસન દયોશ, મહાલક્ષ્મીને બેસણાંરી;
આવ્યો ઉનાળો રવરવેરી રવરવ્યાં, આવે છે રંગ ચુંદડીયો.
કયાં રંગીરે રંગ્યાં રંગ્યાંરે ભુજનગર શહેર, હમીરસરમાં તારવીરે;
ઓઢો ઓઢો કે બાઇ આજ, વિવાહ જેવડાં કાજ વેવાઇ ઘેર આવશેરી.

## વાંકો વડલોરે વાંકી વડવાઇ.

વાંકો વડલોરે વાંકી વડવાઈ, વાંકી વડવાઈ, વાંકી વડલાની છે ડાળ;
અવસર ઘેર આપણે, વાંકાં મારે કૈયા ભાઈનાં મોળીયાં.
વાંકી છે કઇ વહુ ઘરનાર, અવસર ઘેર આપણે.
કીયા ભાઇ, કઇ વહુનો વારો, મારૂં તે વાર્યું કઇ વહુ નહિ કરે;
જણુ દશ કઈ વહુની આવે. અવસર ઘેર આપણે.
કઇ બાઇ કામની પુતળી, નાવલીયો કીયો જમાઈ સુતાર,
સુતાર સારા ગડજે બાજોઠો આપણે ઘેર વર વિવાહ. અવસર ઘેર આપણે.
કીયા ભાઇનો સોહરો, ( એ પ્રમાણે ચાર વાર ગાવું )

# નીલી નીલી દાંડીનો જમરખ દીવડો.

નીલી નીલી દાંડીનો જમરખ દીવડો, હાંજીરે દીવડીઓ રંગ મોલમાં મેલો;
હાંજીરે ત્યાં ઢળાવો, કઈ બાઈના ઢોલીયા, હાંજી એ કઈ વહુ રમઝમ કરતાં આવ્યાં.
હાંજીરે વણુરે તેડાવ્યાં આવ્યાં, હાંજી એ પાતળીયા પગ ચાંપવાને આવ્યાં;
હાંજીરે સામળીયા મુખને વાને આવ્યાં, હાંજીરે થાળ ભર્યો સુખડીને જમવાને આવ્યાં.
હાંજીરે એલચડી મુખવાસ આરોગવાને આવ્યાં. ( ચાર વાર ગાવું )

# સાવરે સોનાની મારી પાલખી.

સાવરે સોનાની મારી પાલખી, જાય મારા રણછોડરાયને ભેટ·
રૂખમણી રઢ લઈ વઢયાં, પીયુ મને પાલખી ગડાવો.
ઢોલીએ નાવે નીંદરડી, ચારે વિશે જાળીયો મેલાવો;
વાસરંડ આવે નીંદરડી, ચારે દીસે દીવડીયા મેલાવો.
અજવાળે આવે નીંદરડી, ચારે દીસે પુતળીયો મેલાવો;
જે રમતાં આવે નીંદરડી, ચારે દીશે ચંપાઓ રોપાવો.
સોડમે આવે નીંદરડી, થાળ ભર્યો સુખડીયો મેલાવો;
જમતાં આવે નીંદરડી, ઓસીકે એલચી રખાવો.
મુખવાસ કરતાં આવે નીંદરડી, ઓસરીમાં બેઠાં સુભદ્રા બાઇ
એમ ભણે, વીરા નહિ આપણાં ગોતરજની રીત, વીર પાછી વાળો પાલખી.
ઓરડામાં ઉભાં રૂખમણી એમ ભણે, નહિ કસુ કમખાની કસ;
નહિ બાંધુ બાઇને બારણે, સાવરે સોનાની પાલખી.
જાય મારા ક્રીયા ભાઇને ભેટ, કઇ વહુ રઢ લઇ વઢયારી;
પીયુ મુજને પાલખડી ગડાવો, ઢોલીડે નાવે નીંદરડી.
ચારે દીશે જાળીયો મેલાવો, વાસરંવે આવે નીંદરડી;
ચારે દિસે દીવડીયા મેલાવો, અજવાળે આવે નીંદરડી.
ચારે દીસે પુતળીયો મેલાવો,
જે રમતાં આવે નીંદરડી, ચારે દીશે ચાંપલીઓ રોપાવો;
સોડમે આવે નીંદરડી, થાળ ભર્યો સુખડીનો મેલાવો, જે જમતાં.
આવે નીંદરડી, ઓસીકે એલચીઓ મેલાવો, મુખવાસ કરતાં,
આવે નીંદરડી, ઓસરીમાં ઉભાં કે બાઈ એમ ભણુ વીરા.
નહિ આપણાં ગોત્રજની રીત, વીરા પાછી વાળો પાલખી;
ઓરડામાં ઉભાં કે વૌ દડદડે, નહિ કરૂં કાપડાંની કસ, નહિ બાંધુ બાઇને બારણેરી

## માલણ ૧ લી.

ગુજરાતથી માલણ સંચરી, માલણ આવી અમારે દેશ,
હુંરે માલણ રાજા રાયની;
ભુજ નગર શહેરમાં કોણ રાજીયા રાજ કરેરે,
ડોલરીયાના મુલ. હુંરે માલણ.
ભુજ નગરમાં કેયો ભાઇ રાજીયા, રાજીયા કરોરે,
ડોધરીયાનું મુલ. હુંરે માલણ.
અધ લાખનો મારો ચોસરો, સવાલાખ,
ડોધરીયાનું મુલ. હુંરે માલણ.
ગુજરાતથી માલણ સંચરી, માલણ આવીરે અમારે દેશ,
હુંરે માલણ.
ભુજ નગર શહેરમાં કૈયો ભાઇ રાજીયા, રાજીયા,
કરોરે માલણનાં મુલ. હુંરે માલણ.

## માલણ ૨ જી.

માલણી વીણે છે કંઇ જાવંત્રીનાં ફુલ, માલીડો ગુંથે વીંઝણો;
આપણા દેશાવરમાં કૈયોરાં દીશોતરે, ત્યાં ભેટ દેશું વીંઝણો.
રાએ પોઢયા છે કઇ સુખડીએ પલંગરે, પદમકુંવરબા વૌ ઢોળે વીંઝણો;
વાએ ઢોળે ને કંઈ વાત કરી વિનવે, પોઢયા જાગો જાગો,
તખતબાના વીરરે માલણ બેઠી તપ કરે.
માલણને આપો આપો ગાય ગરાસરે, માલણ હીંડે મલખતી;
માલણ વીણેરે કંઇ જાવીંત્રીનાં ફુલરે માલીડો ગુંથે વીંઝણો.
આપણા દેશાવરમાં કૈયો ભાઇ દીશોતરે, ત્યાં ભેઠ દેશું વીંઝણો;
કૈયા ભાઇ પોઢયા છે, કાંઇ સીસમનો પલંગરે, કૈ વૌ ઢોળે વીંઝણો.
વાયુ ઢોળેને કે વાત કરી વિનવે, સુના જાગો જાગો કે બાઇના વીરરે;
માલણ બેઠી તપ કરે, માલણને આપો લાખ બે લાખ તો
માલણ હીંડે મલખતી.

## માલણ ૩ જી.

લટકાળીરે માલણ લટકેશું આવે, લટકેશું જાયરે માલણ વાડીએ;
લટકેશું માલણ ફુલડાં લૈ આવે, લટકેશું માલણ ગુંથે ચોસરો.
ચોવટીઆરે સગલડાં ગામ સીધારીયાંરે, ફણિશ લેશે મારો ચોસરો;
ચોવટીઆરે કેયો ભાઇ લેશે ચોસરો, જેના કુંવર ઘેર સોહેરે.
એક વાદળી આવશે તે ફુલડાં કરમાશે, ત્રણ ત્રીભુવન વરને લઇ વળ્યા;

લટકાળીરે માલણ લખ્યે કશું ચાલે, લટકેશું જાએ માલણ વાડીએ.
લટકેશું માલણ ફુલડાં લૈ આવે, લટકેશું માલણ ગુંથે ચોસરો;
ચોવટીઆરે સગલડાં વણજ સીધાવીઆ, કોણ લેશે મારો ચોસરો.
એક વાદળી આવશે ને ફુલ કરમાશે, ત્રણ ત્રીભુવન મોડી રહ્યાં;

## માલણ ૪ થી.

માલણ તારી વાડીએ રસભીની હો માલણ, શું શું રોપાયરે;
સાહેબજીની માલણ ડાડા, ફીયો મહેતા જોશી એસાડયા. રસભીની હો મા.
લાડીબાનાં લગ્ન લખાય, સાહેબજીની માલણી.
માલણ તારી વાડીએ, રસભીની હો માલણ શું શું રોપ રોપાય; સાહેબજીની.
કાકા કૈયે મહેતે સોની એસાડયા, રસભીની હો માલણ.
લાડીબાનાં ઘરેણાં ગડાણુ, સાહેબજીની માલણ.
માલણ તારી વાડીએ, રસભીની હો માલણ શું શું રોપ રોપાય. સાહેબજીની.
મામા કૈયે મહેતે દોશીને તેડાપીયા, રસભીની માલણ.
અંતરીયાના વાઘા સીવડાય, સાહેબજીની માલણ.
માલણ તારી વાડીએ, રસભીની હો માલણ શું શું રોપાય. સાહેબજીની.
વીરા કૈયા મેહતે માળીને તેડાવીયા, રસભીની માલણ.
કેસરીયાના ગજરા લેવાય, સાહેબજીની માલણ.

## છોકરાના વિવાહમાં ગવાતું ગીત.

ચાચાયરને ચોક, ચાંપો મોરીયો, સોળે ભર્યો છે સરખો વેશ;
હુંરે તમને ખેંગારરાંરે વીનવું, સારા સારા હાથીડા સોલડો.
હાથીડા શણગારી જાને મોકલો, આજ આપણે વિવાહ જેવડાં કાજરે;
લાડકડા કીયા ભાઇનો સોહેરો. ( આ ગીત ચાર વાર ગાવું )

## સોહેરો જગદીશનો.

લાડી પૂછે વર લાડડા, તમને આવડી ક્યાં લાગીરી વાર. સોહેરો જુગદીશનો.
જોશીને હાટલડી, અમે ગયા હતા, અમને લગનીયાં લખાવતાં લાગીરી વાર.
સોહેરો જગદીશનો.
લગનીયાં લખાવે તારો ડાડોજી, તમને આવડી ક્યાં લાગી વાર. સોહેરો.
સોનીડાને હાટ અમે ગયા હતા, અમને હાર ગડાવતાં લાગીરી વાર. સોહેરો.
હાર ગડાવેરે તારો કાકોજી, સરણાઇને શોરે વહેલો આવ. સોહેરો.
લાડી પૂછેરે વર લાડકા, તમને આવડી ક્યાં લાગીરી વાર. સોહેરો.

દોશીડાને હાટ લાડી અમે ગયા હતા, અમને શિર ચુંદડી લેતાં લાગી ત્યાં વાર.
સોહેરો જુગદીશનો.
શિર ચુંદડી લેશેરે તારો મામોજી, ઘણાવાનું મને સુર વહેલો આવ. સોહેરો.
લાડી પૂછે વર લાડડા, તમને આવડી ક્યાં લાગીરી વાર. સોહેરો.
માળીને બાગે અમે ગયા હતા, ચોસરો લેતાં લાગી ત્યાં વાર. સોહેરો.
ચોસરો લાવે તારો વીરો; ફુલીકાંથી વહેલા આવજોરે. સોહેરો.

## વર તો એશો બન્યોરે.

વર તો એશો બન્યોરે, વર લાડકડારે, મૃગા નયણી જુવેરે તારી વાટ;
આંતરીયા લાડા લાલ નગારાં વાગેલું ઝુલે.
જોશીડાને હાટ લાડી અમે ગયા હતા, જોશીડાની બેટી રૂપે આગળી;
કેયા ભાઇને તે ઘેર મહોલો માયરાં, બહુ સજ્જના લાડા. લાલ નગારાં.
વરતો એસો બન્યોરે, વર લાડકારે, અંતરભીની જુવે તારી વાટ. કેસરીયા.
સોનીડાને હાટ લાડી અમે ગયા હતા, સોનીડાની બેટી રૂપે આગળ;
કૈયા ભાઇને ઘેર તે મહોલો માયરા, ગુલાબી લાડા, લાલ નગારાં.
વરતો એસાં બન્યોરે વર લાડડારે, અંતર ભીની જુવે ગરીવળ હોંસીલા;
દોશીડાને હાટ લાડી અમે ગયા હતા, દોશીડાની બેટી રૂપે આગળી.
કેયા ભાઇને ઘેર મહોલો માયરાં, નિશાળીયા લાડા, લાલ નગારાં;
વરતો એશો બન્યોરે, વર લાડડા, અંતર ભીની જુવે તારી વાટ લાલ નગારાં.
માલીડાને બાગે લાડી અમે ગયા હતા, માલીડાની બેટી રૂપે આગળી;
કૈયા ભાઇને ઘેર મહોલો માયરાં, ગુલાબી લાડા, લાલ નગારાં.

## વરરાજા તે ઉતર્યા ફુલની વાડીએ.

વરરાજા તે ઉતર્યા ફુલની વાડીએ, સસરો તે એને મસે જોવા જાયરે;
ડોલરીયા લાડા લવીંગે ભરાવું વરનો સોહેરો.
સસરે હાથમાં લીધી નાણાં કોથળીરે, સસરો વ્યાપારી મસે જોવા જાયરે;
લવીંગીયા લાડા લવીંગે ભરાવું વરનો સોહેરો.
વરરાજા તે ઉતર્યા ફુલની વાડીએ, રે સાસુ સેને મસે જોવા જાયરે;
સાસુએ હાથમાં લીધું સોનાનું બેડલુંરે, સાસુ પાણીડાંને મસે જોવા જાયરે.
ગુલાબી લાડા લવીંગે ભરાવું વરનો સોહેરો;
વરરાજા તે ઉતર્યા ફુલની વાડીએ, સાળો સેનેરે મસે જોવા જાયરે.
પરદેશી લાડા લવીંગે ભરાવું વરનો સોહેરો;
સાળે હાથમાં લીધો લાલ ગેંડીઓ, સાળો રમતો તે મસે જોવા જાયરે;

બહુ સજ્જનના લાડા, લવીંગે ભરાવું વરનો સોહરે.
વરરાજા તે ઉતર્યા ફુલની વાડીએ, સાળી સેને મસે જોવા જાયરે;
નિશાગીયા લાડા, લવીંગે ભરાવું વરનો સોહરે.
સાળીએ હાથમાં લીધી તે કુંકાવટી, સાળી ટીલડીને મસે જોવા જાયરે;
ગુલાબી લાડા, લવીંગે ભરાવું વરનો સોહેરો.

## જીણી જીણી સમ દરીયાની લ્હેર.

જીણી જીણી સમ દરીયાની લ્હેર, ઇરે લેરડીએ મોતી નીપજે;
મોતી બાધું કીયા ભાઇને હાથ, ઘેરરે આવીને જંગ મોડીયો.
ડાડા મુજને લેરખડી પરણાવ, લેરખડી પરણવાની અમને હોંશ ઘણી;
ખરચું તે ખરચું લાખ એ લાખ, હમણાં તે પરણાવું મારા કુંવરા.
નીલડી ઘોડી પાતળીયો અસવાર, ચોદ રતનનો વીરનો ચાબખો;
ઘોડી બાંધી આંબલીયાની ડાળ, ચાબખડો વળગાડયો વડની ડાળીએ.
ચાંદા ઉગતે પુનમ કેરી રાત, જ્યાં લગી કૈયો ભાઈ ઘોડાં ખેલવે;
રેંજે તે રેંજે તે પોર બપોર, જેવોરે ઉગોરે તેવો રવરવે.
( ચાર વાર કાકા મામા ભાઈ વગેરેને ગાવું ).
ઉજળુંને મોતી મારે નીરમળું નીરરે, હુંરે પુછું મારા કીયા ભાઇ વીરરે;
આવડીરે વાર વીરા, ક્યાંરી વળું દયારી.
જોશીડાને હાટ ઘોડો અડકીને ઉભોરે, લગનીયાં લખાવે વીરો, વૈરે સણગાર
વૈને કાજેરે, ઉજળુ તે મોતી મારે નીરમળું નીરરે હુંરે પુછું મારા
કૈયા ભાઇ વીરરે.
આવડી તે વાર વીરા ક્યાં રીવળું દયારી, દોશીડાને હાટ ઘોડો અડકીને
ઉભોરે, શીર ચુંદડી વસાવે વીરો વૈરે સણગાર, વૈને કાજેરે
ઉજળું તે મોતીમારે નીરમળું નીરરે, હુંરે પુછું મારા કૈયા ભાઇ વીરરે;
આવડી તે વાર વીરા ક્યાંરી વળું દયારી, સોનીડાને હાટે ઘોડો અડકીને ઉભોરે.
ઝાળ ઝુમણાં ઘડાવે વીરા વૈરે સણગાર વૈને કાજેરે;
ઉજળું તે મોતી મારે નીરમળું નીરરે, હુંરે પૂછું મારા કૈયા ભાઇ વીરરે.
આવડી તે વાર વીરા ક્યાંરી વળું દયારી, માલીડાને બાગ ઘોડો અડકીને
ઉભોરે, હાર ચોસરો વળાવે, વીરો વૈ સણગાર વૈને કાજેરે.

## છોકરાનું ગીત.

વરજાદા વાંરે, ઉંડા ગરથ ઉઢોડો તો કુંવરો ઘોડે ચડે;
ડાડે લીધીરે, રૂડી માજમ રાત, તુજ નગર તંબુ તાણીયા.

ભુજ નગર શહેરની રૂડી બંસરી બજાર વચ્ચે નીલી માંડવી;
ઈ માંડવીએરે, કૈયા ભાઇની પોળ કે વૌનીરે ચુંદડી.
ઈ ચુંદડીએરે ચોખલીયાળી ભાત, છેડે લખ્યા મોરલા;
ઇ મોરલીઓરે રૂડા કરેરે કલોલ, તો ઢેલડીઓ ઢુંડો મળે.
( ચાર વાર કાકો મામો વગેરેને ગાવું. )

## છોકરીનું ગીત.

ઉભલાંરે રાણી રાજવણ ગોખેકે, હારે ઉભાં મારગડો નીહાળે;
રાજ બંદલા હારે ઉભાં દેશીઓ નીહાળે. રાજ બંદલારે.
અલએલડારે મારે ખેંગાર રાજા, હાથીકે હાંરે નવલખ લીધા જોશે;
રાજ બંદલા.
હાંરે એને નવલી અંબાડી, જોશે રાજ બંદલા. હાંરે અલએલડારે.
મારે માધુભાના તેજી, હાંરે એને નવલાં પલાણ જોશે. રાજ બંદલા.
હાંરે એને નવલા દોરીડા જોશે, રાજબંદલા; હાંરે અલએલડારે.
વેલો કહાંરે નવલી સાંગી જોશે, હાંરે એને નવલા સણગારો જોશે.
રાજ બંદલા.

## છોકરા છોકરી બન્નેનું ગીત.

પાણીઆં પાણીઆ મારે નવલાં તળાવ, નીલી માટીનાં જળ ઉમીયો;
ઉમીયાં ઉમીયાંરે સરોવર પાળરે, આંબલીઆની ડાળરે.
ત્યાંરે ઢળાવો રાધેના દોલીયા, પોઢસે પોઢસે રાએરે ખેંગાર;
આછી પામરી એને ઓઢણે, સુતા જાગોરે રાએરે ખેંગાર
રાએરે તમારી નગરીમાં વાજાં વાગીયાં, વાજાં વાગીયાં તો વાગવા દેજોરે.
અમારે ઘેર મદનસિંહજીનો સોહરો, પાણીયાં પાણીયાં મારે નવલાં તળાવ.
નીલી માટી જળ ઉમીયાં, ઉમીયાં ઉમીયાંરે સરોવર પાળરે આંબલીઆની ડાળરે;
ત્યાંરે ઢળાવો કૈયાભાઇના દોલીયા, પોઢશે પોઢશે વીરરે કૈયાભાઇ.
આછી પછેડી વીરને ઓઢણે, સુતા જાગોરે વીર કૈયાભાઈ;
તમારા માંડવાના વાજાં વાગીયાં, વાજાં વાગીયાં વાગવા દેજોરે.
અમારે ઘેર કૈયાભાઇના સોહશે.

## છોકરીનું ગીત.

જીરે લાલ જાંડીનો વાટકો, વાટકો જૈ દીધો
કે બાઇને હાથ, વળકડો હીરે જડયો.
જીરે મેં તુને જોશીડા વારીયો, એનાં લગનીયાનાં ગરથ મલેશ;

વેવાઇ ઘેર દુબળા, એની દુબળ ઘરનાર, છોરૂડાં લજામણાં.
જીરે લાલ જાંબુડીનો વાટકો, વાટકો જૈ દીધો કઇ બાઇને હાથ,
વાટકડો હીરે જડયો.
જીરે મેં તુને દોશીડા વારીયો, એનાં ચીરચુંદડીનાં ગરથ મલેશ.
વેવાઇ ઘેર દુબળા, એની દુબળ ઘરનાર, છોરૂડાં લજામણાં;
જીરે લાલ જાંબુડાંનો વાટકો, વાટકો જૈ દીધો કઇ બાઇને હાથ,
વાટકડો હીરે જડયો.
જીરે મેતુને સોનીડાવારીયો, એનાં જાલ જુમણાંનાં ગરથમલેશ;
વેવાઇ ઘેર દુબળા, એની દુબળ ઘરનાર, છોરૂડાં લજામણાં.
જીરે લાલ જાંબુડીનો વાટકો, વાટકો જઇ દીધો કઇ બાઇને હાથ,
વાટકડો હીરે જડયો.
જીરે મેં તુને માલીડા વારીયો, એના હાર મોગરાના ગરથ મલેશ;
વેવાઇ ઘેર દુબળા, એની દુબળ ઘરનાર, છોરૂડાં લજામણાં.

## છોકરી પરણીને સાસરે જાય તે વખતે કન્યાવાળાં ગાય છે.

આંબો મોરીયોને, લીંબે ફળ ઘણાં, જાંબુડાં લેરડે જાય,
કોયલ ચાલ્યાં સાસરે.
આવાં રૂડાં ડાડાજીનાં રાજ, મેલીને ચાલ્યાં સાસરે
( ડાડા પછી કાકા મામા વીરા એમ ચાર વાર ગાવું. )

## પહેરામણીને રોજ વળાવતી વખતે કન્યાવાળાં ગાય છે.

દીવડો હતો કઇ બાઇને હાથ, મેલીને ચાલ્યાં સાસરે
વાળી વાળી દાદાજી પુછે આજ, માંડવડો અણે સરોરી
કઇ બાઇ દયોને આશીશ, જેમ દાદાજી પાછા વળેરી
દાદા જીવજો કરોડો વરસ, જેમ માતા ઓઢે ચુંદડી.
( ઉપર પ્રમાણે કાકા મામા વીરાને ચાર વાર ગાવું. )

## કન્યાને સાસરે વળાવતી વખતે કન્યા પક્ષવાળાં ગાય છે.

કઇ બાઇના દાદા ચાગલડારે, કઇ બાઇને ગાળડી મ દેશોરે;
ગાળે તે ગળગળ થાશેરે, કઇ બાઇને સવારે સીરામણાંરે.
કઇ બાઇને બપોરે એ પુરીરે, કઇ બાઇ માતાને ચાગલડાંરે;
કઇ બાઇને ગાળડી મ દેશોરે, કઇ બાઇ ગાળે ગળગળાં થાશેરે.
કઇ બાઇને સવારે સીરામણુરે, કઇ બાઇને બપોરે એ પુરીરે;
( એ પ્રમાણે કાકા, મામા, વીરાને, ચારવાર ગાવું. )

### છોકરાવાળાં કંસાર જમતી વખતે ગાય છે.

જાઓ જાઓ રે કેયા ભાઈ વંડીયે, ત્યાં કને ખાસરાં જોલડાં લાવોરે
આપણી કે બાઇને કંસાર ન ભાવે રે, કેયા ભાઈ જમાઇ લાડુલો ખાયરે
( એ પ્રમાણે ચારવાર ગાવું. )

## છોકરીનું ગીત.

એક રાજ દરબારમાં રમતાં કે બાઈ, દાદાજીએ હસીને બોલાવીયાં;
કાંકાંરે ઘેલડી તારા મેલડાવેશો, કાં તારા ચોટલા ખેશ.
ઘેલડી કાંતારી આંખ અમી ભરી, દાદા નહિ મારા મેલડાવેશ;
દાદા નહિ મારા ચોટલા ખેશ, દાદા નહિ મારી આંખ અળી તારી.
દાદા અમેરે ગોરાને રાઇવર સામળા, ઓરડો મકરસોરે;
ઘોડી, કાશીમાં વિશ્વનાથ સામળા, અમે તેરે જોઇને વર આપીયો.
( કાકા મામા વીરા એમ ચાર વાર ગાવું. )

## છોકરીનું ગીત.

રાજ આણુરાજ, મારે તે દાદાજીએ હાથીડા સણગારીયા, હો રાજ.
રાજ આણુરાજ, સામૈયાંનો હોંસી વર વેલેરો પધારજો હો રાજ.
રાજ આણુરાજ, મારે તે કાકાજીએ મહોલો ચણાવીયા. હો રાજ.
રાજ આણુરાજ, ઉતારાનો હોંસી વર વેલેરો પધાર. હો રાજ.
રાજ આણુરાજ, મારે તે મામેજીએ કણીયરો મંગાવીયાં. હો રાજ.
રાજ આણુરાજ, દાતણીયાં નોહોસી વર વેલેરો આવ. હો રાજ.
રાજ આણુરાજ, મારે તે વીરજીએ નવાણો પાણાવીયાં. હો રાજ.
રાજ આણુરાજ, નાવણીઆના હોસી વર વેલેરો પધાર. હો રાજ.
રાજ આણુરાજ, મારે તે દાદેજીએ રસોઇઓ રંધાવીયો. હો રાજ.
રાજ આણુરાજ, ભોજનીયાંનો હોંસી વર વેલેરો પધાર. હો રાજ.
રાજ આણુરાજ, મારે કાકેજીએ એલ ચડી રોપાવી. હો રાજ.
રાજ આણુરાજ, મુખવાસનો હોંસી વર વેલેરો આવ હો રાજ.
રાજ આણુરાજ, મારે તે મામેજીએ ઢોલીડા ઢળાવીયા. હો રાજ.
રાજ આણુરાજ, પોઢણનો હોંસી વર વેલેરો આવ. હો રાજ.
રાજ આણુરાજ, મારે તે વીરેજીએ બાજોઠો મંગાવીયા. હો રાજ.
રાજ આણુરાજ, રમતોનો હોંસી વર વેલેરો આવ. હો રાજ.

## છોકરીનું ગીત.

દાદા મારે અજલે ને મજલે જાન સામૈયાં માગે,
ઘેલી મારી અજલે ને મજલે હાથીડા સણગારૂં, મારી લાડ ઘેલીનો વર આવશે;
કાકા મારે અજલે ને મજલે જાન ઉતારો માગશે, ભત્રીજી મારી અજલે ને મજલે.
મેડીઓ ભાડું મારી આગલડીનો વર આવશે.
મામારે મારે અજલે ને મજલે, જાન દાતણીયાં મંગશે;
ભાણેજી મારી, અજલે ને મજલે, કણીયરો મંગાવું, મારી માંડમોધીનો વર આવશે.
વીરારે મારે અજલે ને મજલે, જાન મરદનીયા માગશે;
એનીરે મારી અજલે ને મજલે, તેલ ફુલેલ મોકલાવું, મારી લાડકડીનો વર આવશે;
ડાડારે મારે અજલે ને મજલે, જાનના વણીયા માગશે.
ઘેલી મારી અજલે ને મજલે, ગંગાજળ મોકલાવું નાનકડીનો વર આવશે;
કાકા મારા અજલે ને મજલે, જાન ભોજનીયાં માગશે;
ભત્રીજી મારી અજલેને મજલે, પાંચ પકવાનો રંધાવું; મારી ચાગલડીનો વરઆવશે.
મામા મારા અજલે ને મજલે, જાન મુખવાસો માગશે;
ભાણેજી મારી અજલે ને મજલે, એલચીયો રોપાવું; મારી બાળકડીનો વર આવશે.
વીરા મારા અજલે ને મજલે જાન પોઢણીયાં માગશે;
એની મારી અજલે ને મજલે ઢોલીડા મોકલાવું, મારી લાડકડીનો વર આવશે.
ડાડા મારા અજલે ને મજલે જાન, રમતો માગશે;
ઘેલી મારી અજલે ને મજલે, સોગઠડાં મોકલાવું, મારી મોંઘલડીનો વર આવશે.

## છોકરીનું ગીત.

ઉચી ચડુંરે ડાળી, ઉચીરે રહી, જોઇને જાન કેરી વાટડી;
શું શું સામૈયા ડાડાવરનાં જાનૈયા, શું શું સામૈયાં વર રાજીયા.
પાંચસો પાળારે ઘેલી, છસો, હડીયાળા દીવીને મોલે વર રાજીયા;
શું શું ઉતારે કાકા વરના જાનૈયા, શું શું ઉતારા વર રાજીયા.
ઓરડા ઓસરીરે, ભત્રીજી વરનાં જાનૈયા, મેડીને મોલે વર રાજીયા;
શું શું દાતણીયા મામા, વરના જાનૈયા, શું શું દાતણ વર રાજીયા.
આવળ બાવળ ભાણેજી વરના જાનૈયા, કણીયર કાળે વર રાજીયા;
શું શું મરદનરે મામા વરના જાનૈયા, શું શું મરદનને વર રાજીયા.
તેલ ફુલેલ ભાણેજી વર જાનૈયા, અંતર તેલે વર રાજીયા.
શું શું નાવણરે વીરા વરના જાનૈયા, શું શું નાવણીયા વર રાજીયા;
ઉનાં પાણીરે એની વરના જાનૈયા, ગંગાજળરે વર રાજીયા.

શું શું ભોજનો ડાડા વરના જાનૈયા, પાંચ પકવાનરે વરરાજીયા;
લાડુ લાવસડીરે વરના જાનૈયા, પાંચ પકવાનરે વરરાજીયા
શું શું મુખવાસ ડાડા વરના જાનૈયા, શું શું મુખવાસ વરરાજીયા.
એલચી સોપારી વરના જાનૈયા, પાન પચાસ વરરાજીયા;
શું શું પોઢણુ ડાડા વરના જાનૈયા, શું શું પોઢણુ વરરાજીયા.
ઢોલીયા તળાઇઓ વરના જાનૈયા, સુખડીયા પલંગ વરરાજીયા;
શું શું રમતે ડાડા વરના જાનૈયા, શું શું રમતે વરરાજીયા,
સોગઠાં રમવા વરના જાનૈયા, પાસાની જોડ વરરાજીયા.

## છોકરીનું ગીત.

કડાંરે ખડખડતાં ડાડે ત્રાંબાકુંડી દીધી, તોએ ન રીજ્યા વરરાજીયા;
ઢાળ કપાવી ડાડે વેઢજ ગડાવ્યા, તોએ ન રીજ્યા વરરાજીયા.
મોરો કપાવી ડાડે જનોઇ ઘડાવ્યા, તોએ ન રીજ્યા વરરાજીયા;
પગડા પખાળી ડાડે કઈ બાઇ દીધાં, તોએ ન રીજ્યા વરરાજીયા.

## છોકરીનું ગીત.

આગલડાંરે કઇ બાઇ એમ ભણે, કાકાજી મારારે જાન ક્યારે આવશે;
ભત્રીજી હડમતગઢ વહાણ પુરાવશું, ભત્રીજી હડમતગઢના હીરા મંગાવશું.
તમારા વરના તે વેઢ ગડાવશું, ભત્રીજી એમ કરી તમને પરણાવશું;
ત્રાંબાકુંડીરી નગર સોહામણી, માંહે ભરીયાં છે ગવરીયાનાં દુધ.
સાહેલી આંબો મોરીઓ.

લાડકડાંરે કે બાઇ એમ ભણે, મામા મારારે જાન ક્યારે આવશે;
ભાણેજ મલબારગઢ વહાણ પુરાવશું મલબારગઢનાં તે મોતી મંગાવશું.
તમારા વરજીના તે વેઢ ગડાવશું, ભાણેજી એમ કરી તમને પરણાવશું;
ત્રાંબાકુંડીરે નગર સોહામણી, માંહી ભર્યા છે ગવરીનાં દુધ.
સાહેલીરે આંબો મોરીયો.

આગલડાં કે બાઈ એમ ભણે, વીરા મારારે જાન ક્યારે આવશે;
એની ચીત્રોડગઢ તે વહાણ પુરાવશું, ચિત્રોડગઢનાં તે ચુની મંગાવશું.
તમારા વરજીના વેઢ ગડાવશું.

## છોકરીનું ગીત.

પાટણ ઘડયોરી બાજોઠીયો, અહમદાવાદે ચીતર્યોરી;
ગડ્યો ગડ્યો ઘોઘારીનો ઘાટ, મલબારે ચીતર્યોરી.
વચ્ચે રત્ન જડીયાં, આવ્યો આવ્યોરે ઉભલડે દેશ દડેરૂરે વાપર્યોરી;

મેલો મારા માંડવ હેઠ, સાજન રઢ લૈ વળ્યાંરી.
સાજનને લાગીરી હાડ, કંઈ લાગી છે રઢ, બાજોઠીયાં ક્યાં ગાળ્યાંહી;
મેલ્યો મેલ્યો કે બાઇને મોસાળ, હોંસીલે મારે મોકલ્યોરી.
( ચાર વાર ગાવું. )

## તોરણે આવે તે વખતે કન્યાવાળાં ગાય છે.

મારા વાડા પાછળ, ઘોડા ઘણુ ચરેરે, ઘણુચરે નીલડા નાગર;
દેખેરે તમવર આવીયા, ગોરા કે બાઇના માનો તો સેરીયે.
ઉભીને વર જોજોરે, ડેલીયે ઉભીને વર જોજોરે,
અધઘડી ખમજોરે, છૈયા વાસી જાયા, રાણીના જાયારે.
ગોરી કે બાઇ કરે સણગારરે; ( ચાર વાર ગાવું. )

## છોકરાનું ગીત.

ભરીયાં સરોવર પાળ, સાવજડાં સેંજળ ભરીયોરે;
સેંજળ તો મારે મોતી ચણે, વરના દાદા કૈયો મેતો હસીને એડાં ભરે.
દાદા હાથીડા સણગારો તો કુંવરો ઘોડે ચડે;
ભરીયાં સરોવરપાર, સાવજડાં સેજળ ભરીયોરે,
સેજળ તો મોર મોતી ચણે.
વરના કાકારે, કૈયો મહેતો હસીને એડાં ભરે;
કાકા તેજીડા સણગારો તો કુંવરો ઘોડે ચડે.
ભરીયાં સરોવર પાળ, સાવજડાં સેંજળ ભરીયોરે,
વરના મામારે કૈયો મહેતો હસીને એડાં ભરે,
મામા મોસાળાં લૈ આવ તો ભાણેજો ઘોડે ચડે.
ભરીયાં સરોવર પાળ, સાવજડાં સેંજળ ભરીયોરે,
વરના વીરારે કૈયા ભાઇ તે હસીને એડાં ભરે,
વીરા વરણાગી ભરાવો તો બંધવો ઘોડેચડે.

## છોકરાનું ગીત.

ભમરો ઉડે રંગ મોલમાંરે, પડેરે નગારાંની ધુંસરે, વીરાજીની જાનમાંરે;
જાનમાં મસરકે છે કેવડો, કેવડો મસરકે લોબાનરે, અંતરીયાની જાનમાં રે.
( ચારવાર ગાવું ).
સુરતના સલાટરે, પાટણના પ્રધાનરે, ઓરસીયો ઘડીલાવ, ઓરસપાણીનો હીસેણ;
ને ઓરસીયાં સવામણ સુખડ, અધમણ કેસરીયું ચંદન ઉતરેરી.
એવા તે હોંસીલા મારા કૈયા ભાઇના ડાડા, નિત્ય નિત્ય હટકેશ્વરની પુંજા મોકલેરી.
( ચારવાર ગાવું ).

# પ્રભાતીયું ૧ લું.

લાછ ભણે લક્ષ્મી કેને ઘેર જાસોરી, જેને ઘેર બાપ બેઠો લેખાં કરેરી. (૨)
લાછ ભણે ને લક્ષ્મી કેયા મેતા ઘેર જાશુંરી, જેને ઘેર પ્રભાતે પાણી ભણેરી. (૨)
લાછ ભણે ને લક્ષ્મી કેયા મેતા ઘેર જાશુંરી, જેને ઘેર પુત્ર કેરાં પારણાંરી. (૨)
લાછ ભણે ને લક્ષ્મી કોને ઘેર જાશુંરી, જેને ઘેર સમી સાંજે દીવડારી. (૨)
લાછ ભણે ને લક્ષ્મી કોને ઘેર જાશુંરી, જેને ઘેર સામી ભીંતે સાથીયા. (૨)
લાછ ભણે ને લક્ષ્મી કોને ઘેર જાશુંરી, જેને ઘેર આદીતવારે ગોલીરી. (૨)

## પ્રભાતીયું ૨ જું.

સુરજ ઉગોરે કેવડીયાને કિરણે, વેણલાં ભલે વાયાં;
સુતા જાગોરે, કે બાઇના વીર કે વેણલાં ભલે વાયાં.
જૈ જગાવોરે કે વહુના કંથ કે વેણલાં ભલે વાયાં;
દાતણ કરજોરે તળસીને ક્યારે કે વેણલાં. મુખ ધોજોરે ગંગાજળ.
નીર કે વેલણાં મુખ લેજોરે કે પાંબરીઓને છેડે કે વેણલાં.
નામ લેજોરે શ્રી રામનાં નામ કે વેણલાં.

## પ્રભાતીયું ૩ જું.

ઉગતો તે ચાંપો મોરીયો રે વચ્ચે કંદનો છોડ કે વેણલાં ભલે વાયાં,
વેણવાયું તે કેમ જાણીયે, સુતા જાગો ને કૈ બાઇના વીર કે વેણલા.
કુંકા ગોળોને કુંકાવટી ચોખા મંગાવો કમોદીયા;
પીયળ કાઢોરે ચોખા ચોડોરે કે બાઇને મુખ કે વેણલાં.
ઓચરો કેયા ભાઈ જીભથી, ભાંડવ તેડોરે કે વોના કંથ કે વેણલાં.
ગઉના મંગાવો ગોર ઘુઘરા, વાઘ્રડના મંગાવો વીંઝણા વીછીયા;
ઘુઘરા બાંધોરે, વીંછવા પેરાવોરે કૈયા જમાઇને પગ કે વેણલાં.
કૈયો જમાઇ નમ્યોરે મારા માંડવ હેઠ કે વેણલાં.

## પ્રભાતીયું ૪ થું.

સુરજ ઉગોરી કે સુતા જાગોરી, નામ લૈયેરી ચારે દેવનાંરી;
પેલે તે પોરે નામ કાશીવિશ્વનાથનાં લૈયેરી, બીજે તે પોરે રણછોડરાય આરાધીયે.
અગ્નિ પોરે નામ સુવર્ણરાયનાં લૈએ, ચોથે તે પોરે નાધવરાય આરાધીયે;
સુરજ ઉગોરી કે સૂતા જાગોરી, નામ લૈયે મારે ખેંગારરાયનારી.
પેલે તે પોર નામ માધુભાનાં લૈયે, બીજે તે પોરે નામ મનુભાનાં ગાસુંરી;
અગ્નિ તે પોર નામ મદનસંગજીનાં લૈયે, ચોથે પોરેનાવરસંગ આરાધીયેરી.
સુરજ ઉગો ને સુતા જાગોરી, નામ લૈયે તે સર્વે વીરનારી;

પેલે તે પોર નામ મોટા ભાઈનાં લૈયે, બીજે તે પોર નામ છોટાભાઇનું ગાસુંરી
અગ્નિ તે પોર નામ નાનાભાઇનાં લૈયેરી, ચોથે તે પોર ડાહ્યાભાઇને ગાસુરી.
સુરજ ઉગો ને સુતાં જાગોરી, નામ લૈએરીકે ચારે બેનનારી;
પેલે તે પોર નામ મોટી બેનનાં લૈએરી, બીજે તે પોર સારી બેન ગાસુરી.
અગ્નિ તે પોર નામ ગોરી બેનનાં લૈયેરી, ચોથે તે પોર નાની બેન ગાસુરી.

## પ્રભાતીયું ૫ મું.

બોલ્યોરે રણછોડરાયનો કુકડો, સવારે બોલીને હું શું કરૂં;
જે જગાડયા ચારે તે દેવ, કાશીમાં વિશ્વનાથ જાગીઆજીરે.
પાસે થકા રણછોડરાય, દેવ બોલ્યારે.
ભુજનગરમાં સુવર્ણરાય જાગીયાજીરે, પાસે થકા ત્રીકમરાય દેવ
બોલ્યોરે, હાંજીરે, જે જગાડયા છે મારે તે રાયે
દરબાર ગઢમાં માધુભા જાગીઆરી, જીરે પાસે થકા મનુભાનાં રાજ્ય
બોલ્યોરે રણછોડરાયનો કુકડો.
જીરે રાણી વાસમાં મદનસીંગજી જાગીઆજીરે પાસેથી;
નટવરસિંહરાય બોલ્યોરે, જીરે જૈ જગાડયા તે ચારે વીરા.
બોલ્યો રણછોડરાયનો કુકડો.
ભુજનગરમાં કેયો ભાઇ જાગીયા, જીરે પાસે થકા કૈયો ભાઇ વીર બોલ્યો.
હાજીરે જૈ જગવી છે ચારે તે બેન. બોલ્યો રણછોડરાયનો કુકડો.
ભુજનગરમાં કે બેન જાગીઆરે, જીરે પાસે થકા કેઇ બાઇ જાગ્યાં;
બોલ્યો રણછોડરાયનો કુકડો.
માંડવડામાં કે બેન બાઇ જાગીયાં, જીરે પાસે થકા કેયાં બેન જાગે બોલ્યો.

## પ્રભાતીયું ૬ ઠું.

કાનડી વનનો પોપટ જીરે, મારે તે આંગણ આંબલો;
જીરે ત્યાં બેસી પોપટ વાસીઉં, કે જગવ્યા છે ચારે તે દેવ.
કાનડી વનનો.
જીરે કાશીમાં વિશ્વનાથ જાગીયા, કે દ્વારકાંમાં રણછોડરાય.
કાનડી વનનો.
ભુંજનગરમાં સુર્વણરાય જાગીયા, કે અંજારમાં માધવરાય દેવરે.
કાનડી વનનો.
જીરે મારે તે આંગણે આંબલો, જીરે ત્યાં બેસી પોપટ વાસીયું;
જૈ જગવ્યા તે ચારે તે રાય. કાનડી વનમાં.
દરબારગઢમાં માધુભા જાગીયા, પાસે થકા મનુભા રાય. કાનડી વનમાં.

રાણીવાસમાં મદનસીંહજી જાગીયા, જીરે પાસે થકા નટવરસીંહરાય.
કાનડી વનમાં.
જીરે મારે તે આંગણે આંબલો, જીરે ત્યાં બેસી પોપટ વાસીઉં;
જે જગવ્યા તે ચારે તે વીર. કાનડી વનમાં.
ભુજનગરમાં કીયો ભાઇ જાગીયા, જીરે પાસે થકા કયો ભાઇ વીર;
કાનડી વનમાં.
માંડવડામાં કીયો ભાઈ જાગીયા, જીરે પાસે થકા કીયો ભાઇ વીર.
કાનડી વનમાં.
જીરે મારે તે આંગણે આંબલો, ત્યાં બેસી પોપટ વાસીઉં;
જે જગવ્યાં ચારે તે બેન. કાનડી વનમાં.
ભુજનગરમાં કીયાં બેન જાગીયાં, પાસે થકાં કીયાં બેન જાગીયાં;
કાનડી વનમાં.
માંડવડામાં કીયાં બેન જાગીયાં, પાસે થકાં કીયાં બેન જાગીયાં.
ક.નડી વનમાં.
જીરે મારે તે આંગણે લીંબડો, ત્યાં બેસી કાગડે વાસીઉં;
જીરે મારે તે જગવ્યા છે ભાંડ, બોલ્યો તે લીંબડે બેઠો કાગડો.
ભુજનગરમાં કીયો ભાંડ જાગીયો, પાસે થકો કીયો જમાઇ જાય;
બોલ્યોરે લીંબડે.
માંડવીમાં કીયો ભાંડ જાગીયો, પાસે થકો કીયો જમાઇ નામ.
બોલ્યોરે લીંબડે.

## પ્રભાતીયું ૭ મું.

સોનાની છે પાલખીને રૂપાનો મોર, વાઇઆરી ચાલોને રઢીયાળા;
પાલખી નોતરેરી, ગામ ન જાણું ને નામ ન જાણુંરે.
કોણસ મારગડે પાલખી જોતરી, ગામ છે ભુજનગરને નામરે;
કીયો જમાઇ કઇ બાઇ પનોતાંએ પાલખી જોતરીરે.
ઉઠોને ગોરાં કઈ બાઇ કર્યો સણગાર, પેરો પટોળાં ઓઢો ચુંદડી.
( ચારવાર ગાવું. )
ધોળી છે બાજને ચીતરીયાં છે પલાણુરી, મારે રઢીયાળા ભમરા નોતરેરારી.
જીરે હું તો તમને પુછુરી, કૃષ્ણ વણજારારે, કામણ મારગડે વીર,
તમે આવીયારે.
ગંગાજી ડોળ્યાં ને જમનાંજી ઉતર્યારી, ધરમ મારગે દેવ ઓ આવીયારી;
મંદીર રૂધ્યારે શ્રી કૃષ્ણ વણજારારે, બારણું રૂધ્યું દેવતાને પોળીએરી.

ધોળી છે બાજને ચીતરીયાં છે પલાંણરી, મારે રઢીયાળા ભમરા નોતરોરી.
જીરે હું તો તમને પુછુંરી, કીયા ભાઈ વણજારારી, કોણસ મારગડે
વીર તમે આવીયારી,
ગંગાજી ડોળ્યાં ને જમનાંજી ઉતર્યારી, ઉતમ મારગડે વીર
અમે આવીયારી.
ઓદીડા રૂંધ્યારી કીયા ભાઇ વણજારારે, આજ સેરી રૂંધીરે
દેવતારે ગોડલીરે.
ઓરડા રૂંધ્યા કઇ વહુ વણજારીરે, પરસાળ રૂંધીરે કઈ વહુ તારે પાળણેરી.

## છોકરાનું ગીત.

લાડો લાડકી છાના કાગળો મોકલે રાઇવર વેલડો આવ,
રાએરા મોપાની નજરો લાગશે.
લાડું હું કેમ આવું એકલો મારા જાનીઆ છે હજાર, કાયરો મોપાની.
તારા જાનૈયાને સાંમૈયાં શોભતાં વરરાજાને પાલખીઓ પચાસ,
લાડો લાડડી છાના કાગળો મોકલે રાઇવર વેલેરો આવ. રાય.
ગાંડી હું એમ કેમ આવું એકલો મારા જાનીઆંરે હજાર;
તારા જાનૈયાને ઉતારા ઓરડા વરરાજાને મેડીના મોલ. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયારે હજાર;
તારા જાનૈયાને દાતણ દાડમી વરરાજાને કર્ણાયર કામ. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયા છે હજાર;
તારા જાનૈયાને નવાણ કુંડીઓ વરરાજાને ગંગાજળ નીર. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયા છે હજાર;
તારા જાનૈયાને ભોજન લાપસી વરરાજાને ઘેવરીઓ કંસાર. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયા છે હજાર;
તારા જાનૈયાને મુખવાસ એલચી વરરાજાને પાન પચાસ. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયા છેરે હજાર;
તારા જાનૈયાને પોઢણ ઢોલીઆ વરરાજાને છત્ર પલંગ. રાય.
લાડી હું કેમ આવું એકલો મારા જાનૈયા છે હજાર;
તારા જાનૈયાને રમત સોગઠાં વરરાજાને પાસાની જોડ. રાય.

## માલણ.

કચ્છ દેશથી માંલણ આવી, માલણ આવી અમારે દેશ;
ખેંગારરા તે તેડાં મોકલે માલણ જાયરે ખેંગારરા ને ભેટ.

ખેંગારરા ઘડાવે તમને ગુજરી માલણ પેરી ઓઢીને ઘેર આવો;
હું કેમ આવું દેશ ઓરા આડા સમુદ્ર ભરીઆ છે બેટ.
સમુદ્ર જડાજડ પાટીઆં માલણ તેણે બેસીને ઘેર આવો,
માલણને મચકો ઘણો, માલણ નાવે જાલી વહુને તોળ. કચ્છ.
કેયો ભાઇ તે તેડાં મોકલે, માલણ જાયરે કેયા ભાઇને ભેટ;
કેયો ભાઈ ઘડાવે તમને સાંકળાં માલણ પેરી ઓઢીને ઘેર આવે,
હું કેમ આવું દરબારી આ આડા, સમુદ્ર ભર્યા છે બેટ..
સમુદ્ર જડાજડ પાટીઆ માલણ, તેણે બેસીને ઘેર આવો;
માલણને મચકો ઘણો માલણ, નાવે કે વહુ ને તોલે. ક. ૨૭

## ગજરાનું ગીત.

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરા, તારા ગજરાનો માનીશું
મજરો માલણ ગુંથી.
તારા ગજરાનું આપીશું મૂલ, માંહે ગુંથજે ગુલાબનાં ફુલ
જેનું કહીશ તે કરશું કબુલ. માલણ.
જેવી હોય તારી ચતુરાઇ, તેવી તેની કરજે સરસાઈ
કંઈ બાકી ન રાખીશ બાઇ. માલણ.
એવી કરજે કારીગરી એમાં, જુકતી હોય જોવા જેવાં જેમાં
મોહ પામે મુનીવર તેમાં. માલણ.
વર લાડકડાનેરે કાજે, એવો ગુંથજે ગજરો તું આજે
જેવો છત્રપતી ને છાજે. માલણ.
ગજરો મુલ પામે મુલતાન, સારો સારો કહે સુલતાન
થાય ગુણીજન જોઇ ગુલતાન. માલણ
એમાં જુકતી જોવા જોગ જાણી, જુઓ અંગમાં ઉમંગ આણી
રીઝે રાજા અને રાણી. માલણ.
તુંને આપીશ હીરાનો હાર, વલી સોળ સારા સણગાર
ઉપર હેમની મોર હજાર. માલણ.
ક્વીતા જે કીંમત ઉર આણે, એજગરાજનું મુલ પ્રમાણે
દાખે દલપત બીજું શું જાણે. માલણ.

## હાંસડી.

લંકાગઢ વાણ પુરાનીએ ત્યાંથી સોનાં મંગાવો,
તેની ઘડાવો સહાંસડી મોહન વેલરે પાણી પીએરે;
કેદારનાં ગંગાજલ નીર ઝીલે.

હડમત ગઢ હીરા નીપજે તો ત્યાં ને ટાંક વહેંચાયરે.
તેની જડાવો સહાંસણી હાંસડી મોહન વેલરરે,
પાણી પીએરે કેદારનાં જીલે ગંગાજળ નીરરે;
મલબાર દેશ મોતી નીપજે ગણ્યા દાણા વેચાય,
તેની બંધાવો સહાંસડી હાંસડી મોહન વેલરે.
પાણી પીએરે કેદારનાં જીલે ગંગાજળ નીરરે,
કીયા મેતા માંડવ તમારડે દીકરીઓ કરે સણગાર;
એક સોનાનું સાંકળું બીજાં મોતીનો હારરે.
ત્રીજી ઘરેણાંનો ડાબલો ચોથી સોળે સણગાર;
કીયો મેતા તમારડે માંડવે વોવારૂ કરી રહી રહાડરે.
એક કરે બડ બોલીઆં બીજી મૈયર જાય;
ત્રીજી માંડયાં રૂસણાં ચોથી અન્ન ન ખાયરે.
પાંચમી તે પાટ બેસારીએ વંહુ ત્યાં વેણલાં વાયરે;
છઠીને બેસાડીયે પાસે ઈ એ જોડ કહેવાયરે.
સાતમીને રાંધવા બેસાડીએ માટવો દેખાડીને જાયરે;
આઠમીને જમવા બેસારો ભરે ભાણે ન ધરાયરે.

## છોકરાનું ગીત.

મેગવર્ણી ને બોંજે વરરાજા કેશરીઆં વરનાં છાંટણાં;
સીમડીએ કેમ જાસો વરરાજા સીમડીએ ગોવાલીડા રોકશે.
ગોવાલીડાને ભલી ભેટજ દેશું પછી મોટાંનો માંડવો માલશું;
પછી ધીંગાની ઘોડી પરણાવશું. મેગવર્ણી.
ભાગોળે કેમ જાસો વરરાજા ભાગોળે ભોગલીઆ રોકશે;
ભાગોળીઆને ભલીભાતેજ દેશું પછી મોટાંનો માંડવ માલશું.
પછી ધીંગાની ઘોડી પરણાવશું. મેગવર્ણી.
ચોવટે કેમ જાસો વરરાજા ચોટે ચોવટીઆ રોકશે;
ચોવટીઆને ભલી ભેટજ દેશું પછી મોટાંનો માંડવ માલશું.
પછી ધીંગાની ઘોડી પરણશું. મેગવર્ણી.
વાડીએ કેમ જાસો વરરાજા વાડીએ માલીડા રોકશે;
માલીડાને ભલી ભેટજ દેશું પછી મોટાનો માંડવ માલશું.
પછી ધીંગાની ઘોડી પરણશું. મેગવર્ણી.

# ગીરધરલાલની માલણી.

ત્યાં કોઇ અગરચંદનનારે ઓરડા સુખડ રચીઆં કમાડરે.

ગીરધરલાલની માલણી.

ત્યાં કોઇ સાગ સીસમના ઢાળીઆળે ડમરા વરવાનાં વાણરે; ગી.
ત્યાં કોઇ અતલશના અસીસડાંરે ત્યાં કાંઈ મસરૂની તળાઇ. ગી.
ત્યાં કોઈ ગાલે તે ગાલ મસુરીઆંરે ત્યાં કોઈ ભેરવના ઓછાડરે; ગી.
ત્યાં કોઇ પોઢે શ્રી કૃષ્ણ ભોગીઆરે રાણી રૂકમણી ઢોળે વાય. ગી.
વાયુ ઢોળતાં વીનવે સ્વામી તમે શું સુતા નચીંતરે. ગી.
આપણે ઘેર લાલાજીનો સાહેરોરે આપણે ઘેર વરધ વીઆય,
ત્યાં કાંઈ પોઢે કઇયો મેતો ભોગીઆ ત્યાંકને કઇ વો ઢોળે વાય, ગી.
વાય ઢોળતાં વીનવે સ્વામી તમે શું સુતા નીચીંતરે, ગીરધરલાલની માલણી.

# છોકરા છોકરી બંનેનું ગીત.

ખાણીઆં ખાણીઆંરે નવલાં તળાવ કે નીલીમાટીનાં જળ ઉમટયાં;
ઉમટયાં ઉમટયાં ઉમટયાંરે આંબળા ડાળ કે સરોવર પાળ કે નીલી માટી.
ત્યાંરે ઢળાવો રાએના ઢોલીઆ પોઢસે પોઢસેરે રાયરે ખેંગાર;
આછી પાંમરીઓ રાયને ઓઢણે સુતા જાગોરે રાયરે ખેંગાર.
તમારી નગરીમાં વાજાં વાગીઆં વાજાં વાગે તો વાગવા દેજો;
આપણે ઘેર મદનસંગજીનો સાથરો—ખાણીઆંરે નવલાં.
ત્યાંરે ઢળાવો કીયા ભાઇના ઢોલીઆ પોઢશે પોઢશેરે વીરરે;
કીયો ભાઇ આછી પછેડી વીરને ઓઢણે સુતા જાગોરે દરબારીઆરે.
તમારી નગરીમાં વાજાં વાગીઆં વાજાં વાગે તો વાગવા દેજો;
આપણે ઘેર છે કીયા ભાઇનો સાહેરો.

## સાંઝી.

સાંઝીઅ તમેરી પનોતાં તો સમીસાંઝે આંગળાંરી;
સમીસાંજ તમેરી પનોતાં તો દીવડે આંગળાંરી.
દીવડા તમેરી પનોતાં તો પરશાળે આંગળાંરી;
પરશાળ તમેરી પનોતાં તો ઓરડે આંગળાંરી.
ઓરડા તમેરી પનોતાં તો સામી ભીંત આંગળાંરી;
સામી ભીંત તમે પનોતાં તો કઈ બાઇએ આંગળાંરી.
સામી ભીંતે લખ્યારી ગણેશ પરભાતે લખી પુતળીરે;
ઈ પુતળી કઇઆ ભાઈ ફરનાર અવસર જગડો માંડીઓરી.

સસરા મુજને જુમણાં ઘડાયતો માંડ વહીશું હું મલપતીરે;
જરમર જરમર વરસેઇ મેઘે તો ભીંજે નવરંગ ચુંદડીરે.
સંકેલું તો સરસે ભરાય ઉમેડું તો જગ માહેરી;
મોયા મોયા દેવમુરાર શ્રીકૃષ્ણ મોયા રૂકમણીરી,
રૂકમણીના રાતલા દાંત શ્રીકૃષ્ણ મોયા રૂકમણીરી.

## ગીત દીકરીનું.

મોટાઓ માંડવડો મોટો રાયજાદા મોહન વાજાં વાગીઆં;
કઇયિા મેતાના રાયેજાદા.

કઇયા ભાઇના તોરણીઆ નીલાં રાય.
ભુજનગરનો ઉમરીઓ આયો રાય.
રૂતરી સાંકળી ગુલ છડી લૈ આવ રાય.
એટલી સંમત હોય તો આવ રાય.
મારી આંગલડીના લાડ પુરાવ. રાય.
કડાં બંગડા અછોડા લૈઆવ. રાય.
મારી લાડકડીના લાડ પુરાવ. રાય.
નહિ તો શેરીએથી પાછો વળ. રાય.
તું તો કેયા વેવાઇ વેગે વેલો આવ. રાય.
વેઢ વીંટી આટી લૈ આવ. રાય.
મારી હોંસીલીના કોડ પુરાવ. રાય.
નહિ તો તોરણેથી પાછો વળ. રાય.
તું તો કેયા વેવાઇ વેગે વેલો આવ. રાય.
ચીર ચુંદડી ચંદેરી લાવ. રાય.
મારી મોંઘી મુલીના કોડ પુરાવ. રાય.
નહિં તો ડેલીએથી પાછો વળ. રાય.

## કીંદડી.

માલા લીલા વાંસ વઢાવ તેની તે ગુંથજે કીંદડી,
ઈ કીંદડીનો ઝીણો ઝીણો સાદ ૪ કીંદદીનો મધુરો મધુરો સાદ;
ગાય ને વગાડે કેયો જમાઇ કીંદડીરે લૈ,
વગાડી રે મારે કૈયા ભાઈ અવાશ, વગાડીરે મારે કે વહુને ઓરડેરે લૈ.
કેયા ભાઇએ આપ્યા નવસર હાર, કે વૌએ આપ્યાં નવરંગ મોલીયાં,
ઈ મોલીઆંમાં જંગ મોહની ભાત ઇ મોળીએ એની કે મા મોહી રહી.

૪ વાર ગાવું.

## દીકરીનું વેવાણ મનાવવા જતી વખતે.

ગરા ઉપર ઢોલીડો વગડાવો કઇ વેવાણને સુતલડી. જગડાવોરે
કેયા વેવાઇ ધુકો લઇ ઢંઢોળે તોય વેવાણ સુતલડી નવ જાગેરે. જગડાવોરે.
ચાર વખત ગાવું.

## દીકરી વાળાં માંડવસુર જમી જતાં વખતે.

ચાલોને સજન સહુ ઘેર જઇએ આપણે શ્રીવર ગાએરે,
માંકડનાં ઘર શીળાં અંતાણી જુતી નેહ જાય.
હરખેરી કેયો ભાઇ પરણ્યા તે પૂર્યા અમારા કોડ હએણે,
કેયે વેવાઇએ ચાંદલા કીધા છે ઓડે બીસર સગપણ,
કેયે બાઇએ ચાંદલા કીધા છે ઓડે.

## દીકરાનું ગીત.

ઉંચે ઉંચે પગથીએ અમે ચડયાંરી નીચો રહ્યો લાડડીનો બાપ,
ટોડરમલ અમે જીત્યાંરીજી ત્યાં નાદ વગડાવો ચંગી ઢોલ.
ટોડરમલ અમે જીત્યાંરી હાર્યા માથે હાંડલડાં વગડાવો. ટોડર૦

## છોકરાનું ગીત.

અગરચંદનની વાડી સુખડનાં કમાડરે
વાડીમાં ઉતરીઆ દરજી સાથે માગે શીખરે
ઢોલીડા ઢસકે લાડી ચાલો આપણે ઘેરરે
ઉભારોતો માગું મારા દાદાજીની સીખરે
હવે કસી શીખરે લાડી હવે કશા બોલરે
પરણ્યાંને પીઆરાં લાડી ચાલો આપણે ઘેરરે
માગું મારા કાકા માંમા અને ભાઇ. ( એમ ચાર વાર ગાવું. )

## ( પ્રભાતીઉ ) માલણ.

ડુંગર બેઠી કાંઇ ફુલડીઆં વેરાયરે માલણ;
તેનો તે ગુંથે વીજણોરે ઇ વીજણીએ કાંઇ સવામણ સોનું
વીંજલડો અધમણ રૂપું વીંજલણો પસલોને પરવાળાં
વીંજલડો રંગ રહ્યો ઇરે વીંજણલો કીયા ભાઇની સેજ
વીંજણ કઇ વઇને હાથ વીંજણલો રંગ રહ્યો
કઇ વહુને ઓરડે કાંઇ મગદળીઆ કસણાય
રે માલણ કઈ વહુને મોએ મંકોડા મટકતા ( ચાર વાર ગાવું. )

## છોકશનું.

ખેંભર્યારે તારા છોગલારે ભરૂ હીરે જડ્યું હથીઆર
વીરા મારા અન્જલેમન્જલે મહાલ કાલે કીયા ભાઈ અણોસરા
તારો સુરજનો અણસાર. વીરા.
કુંટુંબના કરમી વીરા મારા અન્જલેમન્જલે માલ
નાણાંના બળીઆ અન્જલેમન્જલે માલ
દાદો તે માંડવ માલશે તારી માતા દેશે માન. વીરા.
(ચાર વાર ગાવું.)

## ચુંદડી.

૪ તો ઝારા ઉપર ઝારીરે ઈ તો લાડડી થઈ હમારીરે;
૪ તો અમારાં કર્યાં કરશેરે એની માતાના બોલ પુંઠે ધરશે.
(જેટલો વખત ગાવું હોય તેટલી વાર ગવાય.)

## મોસાળાં.

હું તો ઉચી ચડું નીચી ઉતરૂં હું તો જોઉં વીરાજીની વાટ
જેઠાણી માડીનો જાયો ના આવીયો.
હવે નણંદે તે નણંદેને દીધલડું મેણલું
ભાભી નાવ્યોરે નાવ્યો તમારો વીર. જેઠાણી.
હવે કસરે કસરે છુટીને દેણાં ચોસરોરે
હવે આંસુડે ભીંજલાં ચીર. જેઠાણી.
દેરે તે દીધી વધામણીરે ભાભી આવ્યોરે આવ્યો તમારો વીર
જેઠાણી માડીનો જાયો આવીયો.
હવે કસરે કસરે બાંધુને દેણ ચોસરૂંરે
હવે હૈયલડે હરખ ન માય. જેઠાણી માડીનો જાયો આવીયો.
ઝળકયાંરે ઝળકયાં વેલડીઓના કાગવારે
હવે ઝળકયાંરે ઝળકયાં વીરાજીનાં મોલીમાંરે
જળહળીઆં જળહળીઆં ભાભલડીના ચીર. જેઠાણી.
હવે જળકયાં જળકયાંરે ભત્રીજાના વેઢવાંરે
ઝળહળીઆં ઝળહળીઆંરે મોસાળાંના છાબ. જેઠાણી.
હવે બેસોરે બેસો બંધવ કરૂં ગોઠડી
શું શું લાવ્યા મોસાળાંને કાજ. જેઠાણી.

સસરાને સસરાને લાવે મોલીયાં,
મારી સાસુને સાસુને દક્ષણીના ચીર. જેઠાણી.
હવે જેઠને જેઠને લાવો વીરા ખીરોદક,
મારી જેઠાંણીને ગડગડતા ઘાટ. જેઠાણી.
હવે દેરને દેરને લાવો વીરા પામરી,
દેરાણીને છાયલ જોડ. જેઠાણી.
મારી નણદીને લાવ વીરા ચીર,
મારા નણદોઇ ને ભેરવની જુલ. જેઠાણી.
મારે ને મારે ને લાવ વીરા ઝુમણા,
તારા બનેવીને ગરથની મૂઠ. જેઠાણી.
તારો બનેવી વીરા રાજીયો,
ખરચે તે લાખ એ લાખ. જેઠાણી.
શાળાને તોડા પહેરાવીયા,
રૂડા ખીરોદક ઓછાડ. જેઠાણી.
હવે કુટુંબને કુટુંબને લાવ વીરા કાપડાંરે,
પાડોશીને નાળીએર જોડ. જેઠાણી.
આવ્યા મારે કૈયા ભાઇના મામલા અવસર રાખ્યો ને રંગ. જેઠાણી.

## ૨ જું મોસાળું.

મેં તો કોડેથી પગરણ આદર્યાં હરખે શું માંડયા જાગ,
સકળેણોનાવો વીનવે સાંભળ ગોરી વાત;
મારૂં તે કુટુંબ સઘળું આવીયું હવે તાહેરૂરી તેડાવ,
મારા તે બંધવ ચાલ્યા ઓળગે ભત્રીજાના તેરા બાળ.
સાંઢ મેલોરે સવાપોરની કાગલ દેજો રાય,
સાંઢ મેલીરે સવા પોરમાં કાગલ દીધો છે હાથ;
સાંઢ પોતી તે સવાપોરમાં વીરોજી રાજ દુવાર,
વીરોજી બેઠા મેડીએ કાગલ દીધો હાથ.
કાગલ વાંચેને વીરનાં મનહરો શું શું તે જોસે સાજ,
બેસો ને બંધન કહું ગોઠણી શું શું તે લાવ્યા મોસાલાંના કાજ;
સસરાને લાવ વીરા મોલીઆ મારી સાસુને દક્ષણીના મીર,
જેઠને લાવ વીરા ખીરોદક મારી જેઠાણીને ઘડગડતા ઘાટ.
દેરને લાવ વીરા પામરી–મારી દેરાંણી ને છાયલ જોડ,
નણદીને લાવ વીરા ચુંદડી મારા નણદોઇને ભેરવ ઝુલ;

મારે ને લાવ વીરા ઝુમણું તારા બનેવીને ગરથની મુઠ,
તારો બનેવી વીરા રાજીયો ખરચે તે લાખ બે લાખ.
કુટુંબને લાવ વીરા કાપડાં પાડોશીને નાલીએર જોડ,
શાળાને તોડા પહેરાવીયા રૂડા ખીરોદક ઓછાડ;
વીરો ગાજ્યો ને વીરો ગડગડયો વીર વરસ્યો અસાડી મેઘ,
આવ્યા મારે કયા ભાઇના મામલા અવસર રાખ્યો છે રંગ.

## ૩ જું મોસાળું.

મેં તો કોડે મેં તો કોડે શું પગરણ આદર્યા;
મેં તો હરખે હરખે શું માંડયા જાગ—માડીના જાયા મોસાળાં લાવજો.
વીરા જાજો વીરા જાજો નવા નગર સરખાં શહેર
ચણોઠીને રંગે ચીર નવજડયા.
એની હાટે એની હાટે પડી હડતાલ ચણોઠી રંગે ચીર નવજડયા.
એની કહો તો એની કહોતો રાતાંબર સાટવું વીરા રાતી વીરા રાતી
તે ચોળમજીઠ ચણોઠાને રંગે ચીર લાવજો.
વીરા જાજો પાટણ સરખાં શહેર ચણોઠીને રંગે ચીર લાવજો.
એની જોયાં એની જોયાં પાટણ સરખાં શહેર
ચણોઠીને રંગે ચીર નવજડયા.
એની હાટે એની હાટે પડી હડતાલ ચણોઠીને રંગે ચીર નવજડયા.
એની કહો તો એની કહો તો નીલાંબર સાટવું.
વીરા નીલી વીરા નીલી તે નાગરવેલ ચણોઠીને રંગે ચીર લાવજો.
વીરા જાજો વીરા રાજો તે સુરત સરખાં શહેર
ચણોઠીને રંગે ચીર લાવજો.
એની ગ્યાતા એની ગ્યાતા ચણોઠીને રંગે ચીર નવજડયા.
એની હાટે એની હાટે તે પડી હડતાલ ચણોઠીને રંગે ચીર નવજડયા.
એની કહો તો એની કહો તો પીળાંબર સાટવું.
વીરા પીળી વીરા પીળી તે ચણાની દાળ ચણોઠીને રંગ ચીર લાવજો.
વીરા જાજો વીરા જાજો મુંબઈ સરખાં શહેર ચણોઠીને રંગે ચીર લાવજો.
એની જોયાં એની જોયાં મુંબઇ સરખાં શહેર. ચણોઠી રંગે નવ જડીયાં.
એની કહો તો એની કહો તો ધોળાં બર સાટવું,
વીરા ધોળી વીરા ધોળી તે બગલાની પાંખ. ચણોઠીને રંગે ચીર લાવીયા.
નવાનગર ગયા હતા, નવાનગર ગયા હતા.
નણદીનો વીર ચણોઠી રંગે ચીર લાવીઆ,

ગોરી ઓઢો ગોરી પ્હેરો તે મારા માંડવા હેઠ શોભા દેજો તમારા વીરની.
સાહેબા ઘરનાં ઘરનાં તે ઘરનાં કહેવાય. શોભા નાવે મારા વીરને.

## જીવણજીનું મોસાળું.

હસ્તીનાપુરથી પત્રજ આવ્યું વાસુદેવે ત્યાં પોતે વંચાવ્યું,
માતા દેવકી કે તતક્ષણ જાવું જીવણજીને મોકલો તે મોસાળે સુંદર વરને
મોકલો તે મોસાળે.

કહે કૃષ્ણ સુણો સૌ સાથ તમે સાંભળજો દેવકી માત.
હવે કરવો શોરે વીચાર જીવણજીને મોકલો તે મોસાળે,
બળભદ્ર બંધવની જોડ જેમ પોચે બેનીજીના કોડ. જીવણજીને
ઉગ્રસેન એણીપેર બોલે નહિ પ્રેમ તણોરે તોલે,
જાવું સગાંને સંબંધીને તોલે, જીવણજીને મોકલો.
પાંચ પાંડવ દાસ તમારા તે તો વાલાં સગાંરે અમારાં,
તેડી જાઓને જુગ આધાર. જીવણજીને મોકલો.
કહે કૃષ્ણ અમારે નહિ જાવું જઇ સગાંરે સામો ત્યાં થાવું,
પાંડવ ગેર પગરણ ત્યાં આદરવું જીવણજીને મોકલો.
તેડો ઓધવને અકરોડ બીજા જાદવ સઘળા છે,
નથી હસ્તિના પુર કંઈ દુર, જીવણજીને મોકલો.
રાણી રૂખમણીને રેવંતી સત્યભામાને જાંબુવંતી,
સાહે લક્ષ્મીજીને રેવંતી. જીવણજીને મોકલો.
શોળસેં સતરને એકસો આઠ બીજી આઠ ઠકરાણીના ઠાઠ,
સુભદ્રાબાઇ રીજોવેઘેર વાટ. જીવણજીને મોકલો.
સાથે શુભ શું બની ઘેર જોડ છપન ક્રોડ જાદવ ચડયા ઘોડે,
વાગે ઢોલ દદામાની જોડ. જીવણજીને મોકલો.
રથ રેવંતી ઝાક ઝમાલ ગોરી કંઠ છે ઘુઘરમાલ,
આવી પોતા છે દીનદયાલ. જીવણજીને મોકલો.
આવી પોતા છે અંતરજામી ભાં કાંઇ ચોમેર આશોશ નામી,
મળો મહેતાનરસૈયાના સ્વામી. જીવણજીને મોકલો.

## ૫ મું મોસાળું.

ઉંચી મેડીને મારાં ઘર વસેરે કેમ કરીને રાખીશ ઘરની લાજ,
મેં કોડે પગરણ આદરીઆંરે ટેક.
સાંઢ ભરી રૂપીઆ વીરે મોકલ્યારી ઉજળો મોએ રાખી સમ્રની લાજ
બયોંરે સમુદ્ર અણોસરોરે નાવ્યો મારો પંચાધારી બાપરે મેં કોડે.

ભર્યારે સરોવર મારે આંગણેરી નાવી મારી ગંગા જમનાં માત મેં કોડે.
ઓરડીએ દીવારે મારો અણુસરો નાવી મારી નાની મોટી બેન મેં કોડે.
ખીલીએ કસુંબાં મારાં અણેસરાં નાવી મારી નાનકડી ભોજાઇ મેં કોડે.
પાણીએરી મારાં પાણીતાં અણેસરાં નાવ્યા મારા ભાણેજને ભત્રીજ મેં કોડે.
રાંધણીએ રસોઇ મારી અણેસરી નાવી મારી મોઠીરી ભોજાઇ મેં કોડે.
માંડવડે દીવડા મારા અણેસરા નાવ્યા મારે વરઘોડલાંની જોડ મેં કોડે.
ડેલીના દીવારે મારે અણેસરા નાવ્યા મારા વીરાજીની જોડ મેં કોડે.
ખડકીના દીવારે મારા અણેસરા નાવ્યું મારૂં સકળેરૂં સાજન મેં કોડે.
ભર્યોરે સમુદ્ર મારો હેલવીએરે આવ્યો મારો પંચાધારી બાપ મેં કોડે.
ભર્યારે સરોવર મારાં હેલવીએરે આવી મારી ગંગા જમનાં માત મેં કોડે.
ઓરડીએ દીવટરે મારા તેજ કરે આવી મારી નાનકડી ભોજાઈ મેં કોડે.
ખીલીનાં કસુબાં મારાં સોભતાં આવી મારી નાની મોટી બેન મેં કોડે.
પરસાલે પાણીઆરાં મારાં હેલવીએરે આવ્યા મારા ભાણેજને ભત્રીજ મેં કોડે.
રાંધણીએ રસોઈ મારી હેલવીએરે આવી મારી મોટેરી ભોજાઇ મેં કોડે.
માંડવડે દીવારે મારા તેજ કરે આવે મારા વરઘોડીઆંની જોડ. મેં કોડે.
ડેલીએ દીવા મારા હેલવીએ આવે મારો વીરાજીની જોડ. મેં કોડે.
ખડકીના દીવારે મારા ઝગઝગે આવી મારી વાજીંત્રની જોડ. મેં કોડે.

## ચુંદડી.

જેઠ રાણા રવતપેરી એવા તોરણ વાવલા વાય. પંચોહેણી થડમડેરી.
પંચોએણાં જાયાંરી કઇ બાઇરી એવો બુધસાગર કઇ વેનો કંથરે;
મોતીએ ડઝણ પડેરી આવે આવે હસ્તપતિરાય. પંચોહેણાં.
શંકર દંડ ઝળહળે આવે આવે નાગરરાય. પંચોહેણાં.
ઘોડલીઆં ખેલવેરી આવે આવે ઘોડલીઆં ઝલુર. પંચોહેણાં.
હાથડલી ડગ ભરેરી અસાડે ગુણ ગાજીએરે એવા દાદુર બોલ છે મોર. પંચોહેણાં.
શ્રાવણ વરસે સરોવરેરી એવો ભાદરવો છે ઘોર ગંભીર. પંચોહેણાં.
આસુએ મેહ વરસીઆરી એવા કારતકે હું વારી કલ્યાણ. પંચોહેણાં.
અમર ગાજે ને ગડમડેરી એવી વીજ જબુકલે જાય. પંચોહેણાં.
કુંકલા વરણી છે વીઝળી કંઇ સીંદુર વરણી છે રેખ. પંચોહેણાં.
દહીએ વરસે દુધે વરસે કહી વહુનો કંથ. પંચોહેણાં.
આભે તે સીકતાણીઆ એવા ધરતીએ ધર્યાં નવાણ. પંચોહેણાં.
દહીંએ ને દુધે મેહ વરસીએ કંઇ માથણે બાંધી છે પાળ. પંચોહેણાં.
હાથી હળે હળ ખેડીઆં મોતી છડે બીજ વવાય. પંચોહેણાં.

સોહે ખેડુએ ખેડીઆં એવું પાયુંરે પરવાર માંહી. પંચોહેણા.
સોહેલાં લણા રણે લખ્યું એવું નીંદયુંરે નીંદારણે આંહી. પંચોહેણાં.
જોળી બાંધોરી અંબાડા પેરી એવી આંબલડી છે ગઢ ગીરનાર. પંચોહેણાં.
બીજુ આણે ને દેશા હોધરે એવી ચુંદડીની ભાત છપાય. નવરંગ ચુંદડીરે.
સાંઝી આણેરે ધોલકડાંની રીએવી ચુંદડીની ભાત છપાય. નવરંગ ચુંદડીરે.
રંગ કસુંએ રંગ ઉકળેરે એવો રંગ ભીનો છે કઇ વહુનો કંથ. નવરંગ ચુંદડીરે.
રંગ રસે ભર્યા હીક ચોપ ડાંરી એવાં અમી રસે ભર્યા રે તળાવ નવરંગ ચુંદડીરે.
અમારે ઘેર કઇ વહુ લાડકીરે એવી ચુંદડીની કહેરી રોહાડ. નવરંગ ચુંદડીરે.
સોહે સોહે પાણીને સોહે સોહે સાટવે એવા સવાસો ખરચી દામ. નવરંગ ચુંદડીરે.
કઇએ ભાઇએ આણીને કઇએ ભાઇએ સાટવી એવા કોણુ ભાઇએ ખરચીઆ દામ. નવરંગ ચુંદડી.
ઓઢી પેરીને વહુવર સાંચર્યારી આવી ઉભાં રાજદુવાર. નવરંગ ચુંદડી.
કોણુસ કેરી બેટડીરી રાયે ઘોડાં ખેંચીઅાંરી પ્રધાન પુછે છે હાડી. નવરંગ ચુંદડી.
કોણસ કેરી બેટડી એવા કઇઆ ભાઈ કુળ વહુ આંહી. નવરંગ ચુંદડી.
રાતે તે ગંઠણ જુમણું રે એવી વર દાદી છે કંઈ તુજ. નવરંગ ચુંડડી.
નીલે ને ગંઠણ જુમણું રે એવી વર માડી છે કઇ તુજ. નવરંગ ચુંદડી.
પીળેને ગુંઠણ ઝુમણુંરે એવી વરમાંમી છે કઈ તુજ. નવરંગ ચુંદડી.
ભીનું તે ગંઠણ ઝુમણુંરે એવી વર ભાભી છે કઈ તુજ. નવરંગ ચુંદડી.

## વર શણગાર તથા નાનો વર ચડાવવો.

સુણોરે મેકલપરના માલીડા ગુંથજે વર શણગારરે;
પેલોને ખુંપ મોતીએ જડયો બાંહે બે એ બે સરખા સારરે.
માડીને મોડ ફુલડે જડયો વર એનને સોળ શણગારરે;
પૌત્ર આવે કીયા મેતા તણો. ઇયો વર આવડાં શું તેજરે.
દોહેત્રો આવે કીયા મેતા તણો. ઇયો વર.
કુંવરો આવે કીયા મેતા તણો. ઇયો વર
જનમ્યો આવેરે કઈ વહુ તણોરી. ઇયો વર
ભત્રીજો આવેરે કીયા ભાઈ તણો. ઇયો વર.
ભાણેજો આવેરે કીયા ભાઈ તણો. ઇયો વર.
બંધવો આવેરે કીઆ ભાઈ તણો. ઇયો વર.

## મોટો વર ચડાવવો.

મારેને આંગણે વૃક્ષજ મોર્યુંને મેરે જાણ્યું જે સૈયર કેવડો;
મારે તે ચતુર વીરે તે વૃક્ષ ઓળખ્યું બાવન ચંદન કેવડો.

વીણી કરીને ઘેર લઇ આવ્યા તેની ઘડાવો નવલખ પાલખી;
પાલખડીના પાયાને રત્ને જડાવો ઇશે જડાવો જાજાં હીંગર્યાં.
પરસુત્રતણી પાટી વણાવો દોરી વણાવો જાજાં હીરની;
ભાંકને ઇ પ્રન્સ પોઢેને ચંદ્રસ પોઢેરે ભડરે પોઢે વાસુદેવ તણો.
ત્યાંકને ઉભાં લક્ષ્મીજી વાયજ ઢોળેરે હાથમાં વીંજાણો રંગજ ભર્યો;
માય માગ સોહા સહા આગસકપેણી ભડરે ત્રુઠો વાસુદેવતણો.
સ્વામી સાસુને સસરાની ભક્તી માગી દેર જેઠનાં માગું જોડલાં;
દેરાણી જેઠાણીના વાદ માગુ આશીસ માગુ મારી નણંદની.
સ્વામી તમારાં રાજ માગું વરધ માગુ તેજોથી પુત્રની;
મૈરેવલોણે લાજ માગુ લક્ષ્મી માગુ તે રંગે રેલતી.
ત્યાંકને ઇદ્રસ પોઢેને ચંદ્રસ પોઢે ભડરે પોઢે કૈયા મેતાતણો;
ત્યાંકને ઉભાં કઇ વહુ વાયજ ઢોળેરે હાથમાં વીંજાણો રંગે રહ્યો.
માગ માગ સોહાસણ માગ સકળેશ્વર ભડરે તુઠયો કૈયા મેતાતણો;
સ્વામી સાસુને સસરાની ભક્તી માગું દેર જેઠનાં માગું જોડલાં.
દેરાણી જેઠાંણીના વાદ માગું આશીસ માગુ મારી નણંદની;
સ્વામી તમારાં રાજ માગું વરધ માગું તે મોભી પુત્રની.
મૈરે વલોણે લાછ માગું લક્ષ્મી માગું તે રંગે રેલતી;
પાદલડે પગ દેઈ ચડોરે ગોરા કૈયા ભાઈ ગોત્રજ છેલડા સાઇ રહ્યા.
મેલો મેલો રે ગોત્રજ વરનો છેડોરે તમારા કર અમે આપશું.
જેણે અમારી વરધ વધારી તેના તે કર કેમ ભુલીએ,
તેડોરે કાકા તેડોરે માંમી તેડોરે ગઇ ઘર એટડો.
આપણી વૌવારૂ કારણ–મહોલ ચણાવો ગોત્રજ સરસી આડદી,
પાગડલે પગ દઇ ચડો રે ગોર લૈયા ભાઈ માતાજી છેલડા સાહી રહ્યા.
મેલો મેલોને માતાજી વરનો છેડો તમારા કર અમે આપશું,
જેણે દશ માસ ઉદરમાં રાખ્યો તેના તે કર કેમ ભુલીએ.
તેડો તેડો રે મામાને તેડો કાકાને તેડો તે સોનીડાનો એટડો,
આપણી વહુવારૂ કાજ અદલ ગડાવો માતાજી સરખાં ઝુંમડાં.
પાદલડે પગ દઇ ચડો રે ગોરા કૈયા ભાઇ ફૈયર છેડલો સાઇ રહ્યાં,
મેલો મેલો રે ફઇર વરનો છેડો તમારો કર અમે આપશું,
જેણે અમારાં નામ જ પાડયાં તેના તે કર કયમ ભુલીએ.
તેડો તેડો રે કાકા તેડો તે માંમા તેડોરે દોસીડાનો એટડો,
આપણી વહુવારૂ કાજ ઘાટ સીવડાવો ફૈયર સરખી ઘાટડીઓ.

પાગલડે પગ દઇ ચડોરે ગોરા કેયા ભાઇ એનર છેડલો સાહી રહ્યાં,
મેલો મેલો રે એનર છેડો તમારો કર કમે આપીશું.
જેણે અમોને કેડે રમાડયા તેના તે કર કેમ ભુલીએ,
તેડો તેડો રે કાકા તેડો તે માંમા તેને રેખો ભાત્રીનો એટડો.
આપણી વહુઆરૂ કાજ કસુંબા સીવડાવો એનર સરખી ચુંદડી.

## ઝાકઝમાળું.

માહેરી ઉંચી ચહુંને નીચી ઉતરૂં માહેરી જોઉંરે જાનની વાટજી;
રણુલામાં ઉડેરે ગલાલજી માહેરી જીણી જીણી સીંદુર વર્ણી ઉડે છે રેખ.
પાદર ઢોલીઆ દસુફીઆ માહેરી ડર્યોરે લાડકડીનો ડાડોરી. માહેરી.
મડરીસ મડરીસ કીયા દેવ કોણ સમે તો દેશેરે આધારરી. માહેરી.
પાદર નોબત રણજણે ડરેરી લાડકડીનો કાકો. માહેરી.
મડરીસ મડસી કીયા દેવ કીયો ભાઈ દેશે આધાર. માહેરી
પાદર પંચા શબ્દ ગડગડે માહેરી ડર્યોરે લાડકડીનો બાપોરી. માહેરી.
મડરીસ મડરીસ કીયા દેવ કીયો ભાઇ દેશેરી આધાર. માહેરી.
પાદર સરણાઇઓ રણજણે માહેરી ડર્યોરે લાડકડીનો વીરો. માહેરી.
મડરીસ મડરીસ કીયા દેવ કીયો ભાઈ દેશેરી આધાર. માહેરી.
જાન વાડીમાં ઉતરી માહેરી પાદર ચરૂડી ચડાવીઆ. માહેરી.
ફર્યોરી ભુંજારીઆનો સાદ ભુંજારીઓ છે કીયા બાઇનો કંથ. માહેરી.
કીયા ભાઇએ કીયા દેવને કહાવીકું માહેરી ઉતારા લેજો અવાસ. માહેરી.
જાન ઉતારામાં ઉતરી કીયા મેતાને આવતા જાણી કીયા દેવને ટાઢ વછુટી. માહેરી.
કીયા મેતાનું પેટ છે મોટુંરી ઉતારામાં રે ન સમાય. માહેરી.
ઉતારા અતી રળીઆમણા માહેરી ઉતારા લેજો રસાળ. માહેરી.
દીવડા ધર્યારે બે ચાર માહેરી પેલો તે દીવડો ઓસું બળે. માહેરી.
બીજો તે ઓસરી માંહે માહેરી અગ્નિનો દીવડો માંડવે બળે. માહેરી.
ચોથો ઘરના ઉતારા માંહે ને ચારે દીવડા સ્થીર બળે. માહેરી.
કેયા મેતાને આવતા જાણીને કેયા દેવે વાહધાવીરી. માહેરી.
માંહે નવાંરે નવાણુ ખોદાબાં માહેરી માંહે ઉતરયાં મીઠલાં પાણી. માહેરી.
કઇયા દેવને માંડવે ભુખ્યા ને તરસ્યાં માહેરી કોઈ મજાસોરી. માહેરી.
ભુખ્યાંને ભોજન લાપસી તરસ્યાંને ભર્યારી તલાવડી. માહેરી.
વર ચડયોરી ગંગાજલ ઘોડલે શિર મેઘાડંબર છત્ર જ ઢળે. માહેરી.
છત્ર ઓઢીને ઉભો રહ્યો માહેરી સકુલ માત્રઝાડીવું વેત્ર. માહેરી.

આવ્યા છે તોરણુ પાસરે માહેરી મેં તને અણસારે ઓલખી. માહેરી.
નીસર કઇયા દેવાની નારે માહેરી નીસર મેલસમેલડી. માહેરી.
નીસર ક્યાની માવડી માહેરી મારૂં માણેક મેલુંરૂં થાય. માહેરી.
મારૂં રતન રજે ભરાય મારો દરબારીઓ (નીસાલીગો) ખોટી થાય. માહેરી.
કઇ વેવાણે ક્યા વેવાઇને કહેવરાવીઉં હવે પરખો તો પેટી ઉઘાડું. માહેરી.
હવે નીરખો તો કરૂં શણગારી માહેરી ચીર પેર્યાં ને ચોળી વીસરી. માહેરી.
કાંચલી રહીરી કમાડ માહેરી ટોકળા ( જુ ) તરેરી ન લાડ. માહેરી.
લાળ લુવેને લટ લડબડે માહેરી ચણીયો છે કઇયા દેવને હાથ. માહેરી.
વેવાણ દીસંતી છે દુબલી જાણે ભાદરવાની ભેંસ. માહેરી.
વેવાણનું મુખ મસમસ માહેરી જાણી મેં ખોભાત્રીનો ખાળ. માહેરી.
ઉંઘતી સુંકતી નીસરી માહેરી કન્યા કેરી માવડી. માહેરી.

## પોંખીલે ત્યાંરેનું ગીત.

### ફટાણું.

આવ્યો આવ્યોરે વાસુદેવનો નંદ પુનમ કેરો ચંદ્ર,
દીવા કેરી જોત કે ભાઇ ભાઇ અજવાળાંરે.
( ફટાણું ) તું તો મોકલ વેવાણ હાથીડા આવે વરરાજાના સાથીડા,
તું તો મોકલ વેવાણ પાલખડી બેસી આવે વરરાજાની માવડી. આવ્યો.
તું તો મોકલ વેવાણ વેલડી બેસી આવે વરરાજાની બેનડી. આવ્યો.
તું તો મોકલ વેવાણ કુંટાવટી તારે તોરણે આવ્યો લખાવટી. આવ્યો.
વેંવાણ તેંરે ખાધી છે થુલીરે તું તો દીકરી જણતી ન ભુલી. આવ્યો.
વેંવાણ તેંરે ખાધા છે મગડારે તારે દીકરીઓના ઢગલારે. આવ્યો.
વેંવાણ તેંરે ખાધી છે ભાજીરે તારી નીત્ય સુવાવડ તાજીરે. આવ્યો.
વેંવાણ તેંરે ખાધી છે ખીચડીરે તું તો નીતનીત જણજે દીકરીરે. આવ્યો.
વેંવાણ મેં તો ખાધો છે શીરોરે મેંતો જાયો છે બાવનવીરોરે. આવ્યો.
આવ્યો આવ્યોરે વાસુદેવનો નંદ પુનમ કેરો ચંદ્ર.

### ફટાણું ૨ જું.

વેવાણરે વર પોંખવાને આવ નાક ન હોય તો માટીનું ઘડાવ,
સાડલો ન હોય તો ખત્રીપાડે જા વેવાણરે વર પોંખવાને આવ.
ચણીયો ન હોય તો દોસી પાડે જા. વેવાણ.
કમખો ન હોય તો કસબણ પાડેજા. વેવાણ.

## પરણીવળે ત્યારેનું ગીત.

અમે ઇડરીઓગઢ જીત્યારે આનંદ ભર્યો.

આજ હાલારમાં હાક વાગીરે. આનંદ.
કચ્છદેશમાં ડંકો વાગ્યોરે. આનંદ.
આજ ભરીઆં સરોવર છલીયાં. આનંદ.
દુશ્મનનાં હૈયાં બળીયાંરે. આનંદ.
આજ દહીંનાં ગોરસ થાતાંરે. આનંદ.
દુશ્મનનાં હેડાં ફાટાંરે. આનંદ.
આજ ભર્યાં સરોવર હીંચેરે. આનંદ.
દુશ્મનનાં હૈયાં ધીકેરે. આનંદ.
આજ કોઇ કહે કયો મેતા જુઠારે. આનંદ.
આજ કુંવરો પરણાવી ઉઠ્યારે. આનંદ.
આજ કોઇ કહે કયો મેતા બળીઆરે. આનંદ.
આજ ભત્રીજો પરણાવી વળીઆરે. આનંદ.
એની માવડી ગઇતી પાણીરે. આનંદ.
અમે લાડકી લીધી તાણીરે. આનંદ.
એની માવડી ગઇતી ધોવારે. આનંદ.
અમે લાડડી લીધી જોવારે. આનંદ.
આજ કોઇ કહે કીયો મેતા જુઠારે. આનંદ.
આજ ભાણેજો પરણાવી ઉઠ્યારે. આનંદ.
આજ કોઇ કહે કીયો ભાઇ બળીયારે. આનંદ.
આજ બંધવો પરણાવી વળીઆરે. આનંદ.
એની માવડી ગૈતી વગડેરે. આનંદ.
અમે લાડડી લીધી ઝગડેરે. આનંદ.

## પરણી વળે ત્યારેનું ગીત.

છતર છાજેને અમર ગાજે તો લાડો લાડડી લઇ આવ્યા વરરાજા. છતર.
કેરસ કેરો પોતરો વરરાજા કેરસ કેરો દોહીત્રો વરરાજા. છતર.
કેરસ કેરો કુંવરો વરરાજા કઇ વહુ પાનોતાંનો જન્મ્યો વરરાજા. છતર.
કેરસ કેરો ભત્રીજો વરરાજા કેરસ કેરો ભાણેજો વરરાજા. છતર.
કીયા મેતા કેરો ભત્રીજો વરરાજા કીયા મેતા કેરો ભાણેજો વરરાજા. છતર.
કેરસ કેરાં બંધવો વરરાજા કેરસબાઇ પનોતાંનો વીરો વરરાજા. છતર.
કઇ બાઇ કેરો બંધવો વરરાજા કઇ બાઇ કેરો બંધવ વરરાજા. છતર.

## પરણી ઘરમાં જાય ત્યારેનું ગીત.

પરણીને પધાર્યા છે શ્રી હરી નગર દ્વારકાં માંહે;
નગરના લોક જોવા મળ્યા પધાર્યા છે ત્રીભુવનરાયે.
વરઘોડીકુંરી ઘોડે ચડ્યું ઉડાડે છે સામો ગલાલ;
જળનો કળસીઓ ઉતારીને પધાર્યા છે મંદીર.
માહે મંદીરનો મોભ વધાવીને લાગે છે સાસુજીને પાય;
લાગે છે દેવકીજીને પાય.
ને છડીએ રમે આંગણે વીલાસે છે વરને;
વહુ કોથળીમાં હાથ ઘલાવણી સસરે અમુલખ દીધું.
વહુએ અમુલખ દીઠું;
જે કૃષ્ણદાસ ઉલાસમાં ગુણ ગાતે કારજ કીધું.

## બાર મહીના ( જમવા જતી વખતે. )

કળસ ભર્યોરી કોઠારમાં સાસુ પુજી સોનાને;
રે કુલે નાચ વેવાણ તું નામણી જેણે જાઇ દીકરી.
તું શું નાચીસ કઈ વેવાણરે પલી જેણે જાઇ દીકરી;
નાચસે નાચસે કઈ વો હાથણી જેણે જાયો કેસરી.
સીંહ મેં તુજને કીયા વેવાઇ વારી ઓ જેઠનાં લગ્ન મલીસ;
નહીં જડે છાણ કપાસીઆ નહિ જડે નીલુડી જાર.
જેઠ માસેરી તે વહુવર પરબ ભરાવીઆં પાણી;
બાપે દીધી જાણી એને ઘેર હશે અરાણી.
અસાડ માસેરી તે વહુવર પુજી જયા અગોર;
ચડાવ્યાંરી જાઇ જાવંત્રી ને ચડાવ્યાંરી જાઇનાં ફુલ.
સસરો અમુલખ પામીને વરતું નથી અમુલ;
શ્રાવણ માસેરી તે વહુવર કીધી કાજલીઆહે.
જો પરણીશ કેયા વરને કરમે આગલી;
મહાલક્ષ્મી વ્રત કીધાં લીધાંરે ભાદરવેઅ.
માસ ચડાવ્યાંરી કુમ કુમ સીંદુર ચડાવ્યાંરી ગેવાનાંઅ;
સુત્ર જેમરે જોયાં તેમ પરણ્યાં કઈ વહુ તમારડાહ.
આસુરે માસેરી તે વહુ વર કીધા ગોરતા;
જો પરણીશ કેયા વરને ભાગીસ ઓરતા.
કારતક માસેરી તે વહુ વર પુજી ધોડારગોર;

ચડાવ્યાંરી વેળ વેલેશ્વરી ચડાવ્યાંરી વેળનાં ફુલ.
સસરો અમુલખ પામીને વરતું નથી અમૂલ;
સસરો પટોલડી સાટવે લાખ ટકાનુંહ છે મુલ.
લાખ કામમાં ગાંઠે લાખેણો અમથેર દીવો;
લાખેલારી કૈયાભાઇ ક્રોડ દીવાળી જુઓ.
માગસર માસેરી તે વહુવર પુજી સારસા હાગોર;
સોળ વાનાંની પાતળી ચડાવ્યાં માજમરાત.
તું સુતી તે ગોરને પુજી છે ગરવીસદાય સુહાસણુ;
તું રોજે નાના વરને પરણી મોટા તેટલા ખોટાને.
નિશાળીઓ ભડથાય નાતું દુપરી નારંગીનું;
નાનો નંગનો હીરો જેમરી જાયા કઈ બાઈ તમારો વીરો.
પોસ માસેરી તે વહુવર નાહી ગાગરે ચાર;
વર તે અચળાં માહમો વર નહાયો માઘજમાસ.
શેરડીએ જગ ડોળ્યાં ને તેણે તારી પોતી છે આશ;

(વર મોટા હોય તો)

વસંત માસે વર પરણ્યાને વહુવર પુંજે છે હોલી.
ઓણ પુજાવસ હોલી ને પોર બંધાવશ જોલી;
આવ વહુવર દેખાડું ને સામટાં સાસરીઆંની ટોળી.
ચૈત્ર માસેરી તે વહુવર સાલ્યો હીંડોળા ખાટ;
આવ વહુવર દેખાડુંરી સામટાં સાસરીયાંનો ઠાઠ.
વૈસાકે વનમોર્યો ને સુર્યો અસરે કે સુરંભ;
આવ વહુવર દેખાડુંરી મોટાં ઘર કેરડો થંભ—વડાદુર કેવડો.
અધીક માસેરી તે વહુવરે પુંજી ઝીણા અગોર;
માયે જમાડી ગોરાણી સાંપડ આપીઆં હાથ.
છાબ ભરીશિ વહુલે માંહે સોનાનો વડો;
આવ વહુવર દેખાડું સાસુજી કઇ વહુનો બરો.
છાબભરીશિ વહુલે માંહે સોનાનો કટકો;
આવ વહુ વર દેખાડું ને જેઠાણી કઇ વહુનો લટકો;
છાબ ભરી શી વહુ લે માંહે સોનાની છે સુડી.
આવ વહુવર દેખાડું ને નણંદ કઈ બાઇ છે રૂડી;
છાબ ભરી શી વહુલ ને માંહે સોનાનું છે નળીઉં.
આવ વહુવર દેખાડું ને સામટાં સાસરીયાંનું ફળીઉં;

ઈશ્વર જાઉં ઉતાવળી ને ચડાવું ચોખાની મુઠી.
આજ પરણ્યારી કીયા ભાઈ અમને આશા પુરી ત્રુઠી;
ઈશ્વર જાઉં ઉતાવળી ને ચડાવું ચણાની દાળ.
આજ પરણ્યારી કીયા ભાઇ જગ જીત્યોરે સંસાર;
ભુજનગર શહેર રળીઆમણું પાદર આવ્યાં છે હતળીઆં.
આજ પરણ્યા છે કીયા ભાઇ ભાગ હમારાં બળીઆં નસીબહ;
ભુજનગર શહેર રળીઆમણું વચમાં સોહામણું દેરૂં.
આજ પરણ્યા કીયા ભાઈ અમને કઇ દેવભાઈ શું લેણું.
નથી જોયાં સોનાં ને સાંકળાં નથી જોયાં હેમની પટી;
એણેરે વેવાઇએ કીયે દેવે હુરમે પરણાવી છે બેટી.
હરખે પરણી છે બેટી;
નથી જોયાં તે જાલ ને જુમણાં જોયો છે ફુલનો હાર.
એણે તે વેવાઇએ કીયા દેવને ચડાવીઆ પાડ;
ઉટડી પુજ ઉતાવળી તે જે ધોપીઆ કંસાર.
જો પરણીસ કીયા વરને જગરી જીત્યો સંસાર:
હવે જીત્યો સણગાર.
ઉટડી પુજ ઉતાવળી તેં જે ધોપીઆ લાડુ;
જો પરણીસ કીયા વરને વોરીસ ભેંસના પાડુ
ઉટડી પુજ ઉતાવળી તેં જે ધોપીઆ પુડા;
જો પરણીસ કીયા વરને પેરીસ હેમના ચુડા–નિત્ય હેમના ચુડા.
ઉટડી પુજ ઉતાવળી તેં જે ધોપીઆ ખીર;
જો પરણીસ કીયા વરને પહેરીસ દક્ષિણી ચીર.

## જમણ–પાણી.

વાલી વાલી કીયો વેવાઈ એમ બોલે આરે કન્યા કેને દેશું,
કન્યાદાન છે મોટું જનેરી તેને ન દેવાય.
પવિતરનાં ઘર ( યોગ્ય ) તણાં તે શું આપણે સગપણ કરશું,
ગુણેરી ગરવા ક્યો ભાઇ તેના હુંરે પખાળશું પાય.
રૂપેરી રૂડા ક્યો ભાઇ તેને કન્યાદાન દેશું;
કંકોતરી આવીરી ઉતાવળી વાંચતાં આવ્યુંરી હાંસી.
વાલી વાલી કીયો વેવાઈ એમ ભણે આરે સોણું કે સાચું,
પરે વાસ્યાં કુકડાં પૂર્વે ઉગ્યા છે ભાણ.
વાલી વાલી કઇયો ભાઇ એમ ભણે વેવાઇ કીધી છે જાણ,

પાણીઆરાં છોવરાવોને ગોખશું પાસે છે જાળી.
એણે ને વેવાઇએ કઇયા દેવ અંતરીક્ષ ઢાઢળ વાળી,
પાણીઆરાં છોવરાવોને ગોખશું મેલ્યાં છે ઇંડાં.
એણેને વેવાઇએ કઇયા દેવે હસોત મેલ્યાં છે ઈંડાં,
હુંરી તમને પુછું કઇયા ભાઇ સાસરે શું શું દીઠું.
જસ્યોરી દેરાસર રાજીયો તે સ્યોરી સસરાને મેં દીઠું,
જસીરી દેરાસર રાજાણી તે સીએ સાસુને દીઠી.
જસ્યોરી કાન ગોવાલીઓ તસ્સ્યો મેં શાળાને દીઠો,
જસી કાચની પુતળી તસીરીમે શાળીને દીઠી.
હુંરી તમને પુછું કઇયા ભાઇ સાસરે શું શું દીઠું,
રાતી ગારનાં માંડલાં સાથીઆ પૂર્યા છે સાત.
સાથીઆ સરસી આડણી જમણી દીવીની છે જ્યોત,
સાત સાતે વળે દીવા બળે માનનો ને લઉં પાલ.
હુંરી તમને પુછું કઇયા ભાઇ સાસરે શું શું દીઠું.
સુખડ સુરભના પાટલા દેરાશરસામગરાવું,
તુલશીને દળ પૂજીએ પ્રીજીએ કોટી કલ્યાણ,
હુંરી તમને પુછુંરી કઇયાભાઇ સાસરે શું શું દીઠું.
ઉંચા ઓડએમુલા ત્યાંરી મેં જોયાં અન્ન,
દળક પરિરાણાં કઇ લેવાણાં રાંધણે વાળ્યો છે આંક,
હુંરે તમને પુછું કયાં ભાઈ સાસરે શું શું જમ્યા.
કસાર કપુરે વાસ્યોને એલચી વાસ્યાં છે પાણી,
આપે દીધી જાણી એમેહેર હશે હરાણી.
કસાર કપુરે વાસ્યો ને પાપડ પૂનમચંદ્ર,
કયા દેવ તમારડે માંડવે અતી ઘણો છે રંગ,
હુંરી તમને પુછુંરે કયાભાઇ સાસરે શું શું જમ્યા.
ખાજાં લાડુ સહુ કરે રૂડીએ વેચાની રીત,
આઘેરી કર્યા દેવ અમસગા હવેરી ઘણેરી પ્રીત.
સેવૈયારી સુંવાલાને અરવે ભેલી છે ખાંડ
નાતમાં ઉભારી કઇયા દેવ દિનકર ઉગીઆ ભાણ.
હુંરી તમને પુછું કઇયાભાઇ સાસરે શું શું જમ્યા.
ગગન ઘેબર ને ગાંઠીઆ મોતીઆ બાજી છે જાળી,
એણેને વેવાઇએ કઇયા દેવે અંતરીક્ષ ટાઢક વાલી.

મોતીપાક મેસુબપાક અમૃતપાકનો ન બહુરપાર,
ગુંદપાકને દુધપાક ખીરવડાં અતીજહુ સારાં
સાકરના સકર પારા ચંદ્રકળી અતીજહ સારી,
મોતીચુરને મગજવલીલા પણ સાહીનો નલ ઉંપાર.
ચોંટીઆ ને ચુરમાં ગારાલાડુ અતીજહુ સારા,
મનોહર લાડુ જ અતી મીઠા અડદીઆનો ન લઉંપાર.
મેસુબ ને મોનથાળ ને મટફીર માંહે હલાવો છેહ સાર,
શીખંડ નેરી બાસુંદી બરરી માંહી સુત્રફેણીહ સાર.
સેવઈયાં સુવાલાં જલેબીએ વાળ્યાં છેહ મીઠાં,
લાપસડી તર ધારી માંહે સીરો પીરસ્યોહે સારો.
ઠોર ઠીમર ને મલાઈ લેચીનો ન લઉંપાર,
ગળ્યાં મોળા સાટા પાંદડીઆ અતી સાર.
સાદી પુરી લોચાપુરી માંહે સેવસુંવાલી છે સાર,
ગુંદવડાં ને મગનાં વડાં દહીથરાંનો ન લઉં પાર.
સાળેવડાં સસવાદાં હીંગ જીરાનો હવાસ,
તવાપુરી ને કચોળાં ખોપરાં પુરી અતી સાર.
રોટલીઓ ને ઢોકળીઓ બાટીનો ન લઉં પાર,
એવા ભાત ને શીપડ ભાત કેસરીઓ ભાત અતી જ સાર.
સાત વાનાંનાં સારણા ફેડવે ફેડવેહ વગાર્યાછેઅ,
વાલોળ વેતાક જુદા ચોલીઆ તળ્યા છે.
કુડીરીઆ વાલોળ વગારીને પાસે મેલ્યા છે મૂળા,
કારેલાં કંટોલાં ને કંકોડાં અતી જ સાર.
કેળાં ને રખગોળાં પતકાળાં અતી જ સાર,
કાચાં કેળાંનાં રાઇતાં ને મેથીનો ન લઉં પાર.
ગલકાં ને ગેસુડલાં કાળીગાં અતી જ સાર,
અળવી રતાળુ સુરણુ અતી જ સાર.
ગંકો ને સીતાફળ મેથીનો ન લઉં પાર,
પરસોવીની પુરી ને માંહે કેળાં છે પાકાં
કહયા દેવ તમારડે માંડવે જમતાં જમતાં થાકાં.
મગ મેથી વઠાણાં ને વાલોળીઆ અતી જ સાર,
કાચાં પાકાં ચીભડાં ને પાકતે જુજવાં કીધાં.
એણેરે વેવાઇએ કહયે દેવે આભારીઆં કીધાં,

કાચરીઓ ને કોચરાં લાચરાં અતી જ સાર.
કોઠીમણાંની કાચરી તાજાં તેલમાં તળીઓ,
કેરી ને આમલી લીંબુનું તલ ઉપાર.
કેર કેરી ને કરમદાં દુધીઆં અતી જ સાર,
ગીરમર તો ગીરનારી ગુંદાંનો ન લઊં પાર.
બીલાં ને વલી હલદર આદાંનો ન લઊં પાર.
એણે રે વેવાઇએ કઇયા દેવે કોકણ ખેડાવી સાર,
જમ્યાને જમાડીઆં દુધે મછણ દીધાં;
એણેરે વેવાઇએ આબસરીસાં કીધાં.
દાળે વાસ્યાં પાણીને જીરે વાસી છે છાસ;
કઢેલ દુધ કેસરીઆંએ ખોબલે પીરસી છે ખાંડ.
ગંગાજળી એડાં ભર્યા મેલ્યોનેરે માળાની છાપ;
ગંગોદકની જારી ભરી ઉપર સોનાની છે થાળી.
પાનસોપારીને બીડયાં લવીંગમાં એલચી ભરી.

## પહેલી ઘોડી.

ઘોડી છબકે છબકે પગ માંડી ધરતી માત ધમધમે,
ગોરા ઉઠો કેયાભાઈ પાતળા તમારી બેનને આણબરે.
જુઓ વિવાહ આવ્યો ઢુકડો.
ગોરાં ઉઠો કેયાં બાઈ પાતળાં તમે સોળ કર શૃંગાર વીવાહ.
વીરા હુંએ કેમ આવું એકલી મારે ઇશ્વિર સરખો ભરથાર વીવાહ.
તમારા ઇશ્વરને ચડવા ઘોડલું મારી બેનરને માફાવાળી વેલ વીવાહ.
તમારા ઇશ્વરને દાતણ દાડેમી મારી બેનને કણીયર કામ વીવાહ.
તમારા ઇશ્વરને મરદન તેલનાં મારી બેનને ફૂલેલ તેલ વીવાહ.
તમારા ઇશ્વરને નવાણ પાણીએ મારી બેનને ગંગાજળ નીર વીવાહ.
તમારા ઇશ્વરને ભોજન લાપસી મારી બેનને ઘેબરીઓ કંસાર વીવાહ.
તારા ઇશ્વરને મુખવાસ એલચી મારી બેનરને પાન પચાસ. વીવાહ.
તારા ઇશ્વિરને પોઢણ ઢોલીઆ મારી બેનને સુખડીયાં પલંગ. વીવાહ.
તારા ઇશ્વરને રમત સોગઠાં મારી બેનરને પાસાની જોડ. વીવાહ.

## ઘોડી ૨ જી.

જળચરો જળચરોરે તે જળ (તાજાણ) પાણીડાં પણ પીજો,
તમારે કંઈ જવું તે જણ લંકાગઢ હેઠ.
લંકાગઢનો રાજા કીયો કોણ સુતો ને કોણ જાગે,

આવ્યા છે કીયોરે મેતો સોળે સોનાં માર્ગ.
આવડાં સોનાંને શું કરશો મેતા શાં શાં કારજ કીધાં,
અમારે ઘેર કુંવરોરે પરણે સોળે સોનાં જોશે—જળચર.
ઘી પીઓ ઘી પીઓ તે જણ પાણીડાં પણ પીજો,
તમારે કંઈ ભડ ચીત્રોડગઢ હેઠ,
ચીત્રોડગઢનો રાજા કીયો કોણ સુતો ને કોણ જાગે.
આવ્યા છે કીયો મેતો સોળે સોનાં માર્ગ;
આવડાં સોનાંને શું કરશો મેતા શાં શાં કારજ કીધાં.
અમારે ઘેર કુંવરોરે પરણે સોળે સોનાંરે જોશે,
મધુ પીઓ મધુ પીઓ તે જણ પાણીડાં પણ પીજો.
તમારે કંઈ જાવું હડમતગઢ હેઠ,
હડમતગઢનોરે રાજારે કીયો કોણ સુતો કોણ જાગે.
આવ્યા છે કંઈ કીયો મેતો સોળે સોનાં માર્ગ,
આવડાં સોનાંને શું કરશો મેતા શાં શાં કારજ કીધાં.
અમારે ઘેર કુંવરોરે પરણે સોળે સોનાં જોશે—મલબારગઢ;
ખડખાઓ ખડખાઓ તે જણ પાણીડાં પણ પીજો.
તમારે કંઈ જાવું મલબારગઢ હેઠ,
મલબારગઢનો રાજા કીયો કોણ સુતો કોણ જાગે.
આવ્યા છે કંઈ કીયો મેતો સોળે સોનાં માર્ગ,
આવડાં સોનાંને શું કરશો મેતા શાં શાં કારજ કીધાં;
અનારે ઘેર કુંવરો પરણે સોળે મોતી જોશે.

## ઘોડી ૩ જી.

નવાનગરથી તે જણ આવી આવી અમારે દેશરે. હરીઆળી ઘોડી.
ઇ ઘોડીએરે ચડસે કીયો ભાઈ કઈ વહુ છેડલો સાહી રહ્યાં. હરી.
મેલો મેલો લાડડી વરનો છેડો ચોરીમાં બેઠા દાદોજી દેખે. હરી.
હવેરે શું કરશે દાદો તમારો ચોરીમાં લજ્જા હોય કીધીરે. હરી.
મેલે મેલે લાડડી વરનો છેડો તો દરબારમાં બેઠા કાકોજી દેખે હરી.
હવેરે શું કરશો કાકો તમારો ચોરીમાં હથેવાલો સહાવેરે હરી.
મેલે મેલે લાડડી વરનો છેડો તો મંડપમાં બેઠા માંમાજી દેખે હરી.
હેવેરે શું કરશો માંમો તમારો ચોરીમાં કુઆં પૂજા કીધીરે હરી.
મેલો મેલો લાડડી વરનો છેડો તો પાસે બેઠા વીરાજી દેખેરે હરી.
હવેરે શું કરશો વીરાજી તમારો ચોરીમાં જવતલ હોમ્યાંરે હરી.

## ઘોડી ૪ થી.

પાટણથી ઘોડી તેજણ આવી આવી અમારે દેશરે

લટકાળી તેજણ હંસાવરણી.

હંસાતે વરણી મૃતાતે નયણી ચાબખડે જગમાં રમેરે લટકાળી.

કીયા ભાઇએ ઘોડી આવંતાહીરી કીયા ભાઇએ તેને ઓલખીને વધાવીરે લટકાળી.

કીયા ભાઇએ ઓરડીએ બંધાવી તો કીયાભાઇએ નીરી નાગરવેલ લટકાળી.

કીયો જમાઇ ઘોડીનો ખરેરો કરશે તો કીયો જમાઇ ઉશેડે લાદ લટકાળી.

કીયો જમાઇ ઘોડીનો આયક નાયક કીયો ભાઇ ચડવાને લાયક લટકાળી.

## વધાવો ૧ લો.

સખી ઇટ પડેને ગઢ નીપજે નીપજેરે નીપજરે

મેડીના મોલ—વધાવો મેં સુણ્યો.

સખી મેડીનાં મંડાણ ઓરડા ઓરડીઆના મંડાણ પરશાળ. વધાવો.

સખી ઓશરીનાં મંડાણ બારણાં પારણીઆનાં મંડાણ જીમ. વધાવો.

સખી એ પુરૂષનાં મંડાણ પાઘડી પાઘડીઓનાં મંડાણ રૂડાં ફુલ. વધાવો.

સખી સ્ત્રીઓનાં મંડાણ ચુડલા ચુડલાનાં મંડાણ રૂડો રંગ વધાવો.

હું તોવારી ખેંગારરાની સીમને સીમમાં નીપજે રૂડા મોઆનો છોડ. વધાવો.

સખી મોડા દપેને દારૂ રસ નીપજે પીશે પાશેરે કેશરીઆ રજપુત. વધાવો.

હું તો વારીરે કીયા ભાઇની સીમને સીમમાં નીપજે ઘેંનો છોડ. વધાવો.

ઘેં છાદલે પકવાન નીપજેરે કઇ બાઇની જાન. વધાવો.

હું તો વારીરે જાલીવહુનાં રૂપ મૃગનયણીરે તારૂં ઘરેણું દેખાડ. વધાવો.

### વધાવું.

મારે કોટે ચંદનહાર જળકતો બીજી ઘરેણુંરે બાઇ રાજબાના વીર. વધાવો.

હું તો નારીરે કઇ વહુનાં રૂપને રસીલી તારૂં ઘરેણું દેખાડ. વધાવો.

મારી કોટે ચંદનહાર જળકતો બીજી ઘરેણુંરે કઇ બાઇના વીર. વધાવો.

### વધાવો ૨ જો.

રાજ કાશીમાંરે વાજાં વાગીઆં દ્વારકાંમાંરે હેલી ઘડયાંરે નીશાન,

વધાવો રાજારામનાં.

રાણી રૂકમણી છાના કાગળ મોકલે ઘેર આવે સુભદ્રાબાઇના વીર. વધાવો.

તમ આવેરે ભર્યાં મંદીર ઉઘડે ઘેર આવોરે સુભદ્રાના વીર. વધાવો.

રાજ ભુજનગરમાં વાજાં વાગીઆં દરબારગઢમાંરે હેલી ઘડયાંરે નિશાન. વધાવો.

વહુવર પદમકુંવર છાના કાગળ મોકલે ઘેર આવો તખતબાના વીર. વધાવો.

તમ આવે ભર્યા ભંડાર ઉગડે આપણે ઘેર છેરે મદનસીંહજીના વિવાહ. વધાવો.
રાજ ભુજનગરમાં વાજાં વાગીઆં નાગર ચકલામાંરે હેલીઆં ધડયાં નીશાન. વધાવો.
વહુવર કઈ છાના કાગળ મોકલે આવો કઈ બાઈના વીર. વધાવો.
તમ આવે ભરી મેડી ઉઘડે આપણે ઘેર છેરે ફીયા ભાઈના વિવાહ. વધાવો.
વહુવર કઈ વહુ છાના કાગળ મોકલે ઘેર આવો કઈ બાઇના વીર. વધાવો.
રાજ ભુજનગરમાં વાજાં વાગીઆં માંડવડામાંરે હેલી ધડયાં નીશાન. વધાવો.
તમ આવે ભર્યા બંગલા ઉઘડે આપણે ઘેર કઈ બાઇના વીવાહ. વધાવો.

## ૩ જું વધાવું.

જીરે પહેલો વધાવો મારે આવ્યો, જીરે મોકલ્યો દાદાને અવાસ;
વાડીના ભમરા વાસ મીઠી ને સાકર શેરડી. વાડીના.
જીરે દરબારમાં દરબારીઆ મેં જોયા, જીરે ન આવે ફીયા ભાઈને તોલરે.
જીરે બીજો વધાવો મારે આવીઓ જીરેં મોકલ્યો મારા કાકાજીને અવાસ.
જીરે વખારમાં વખારીઆ મેં જોયા ન આવે મારે ફીયા ભાઇને તોલે. વાડીના.
જીરે અગની વધાવો મારે આવીઓ મોકલ્યો મારા માતાજીને અવાસરે;
જીરે પરદેશમાં પરદેશીઆ મેં જોયા નાવે મારા ફીયાભાઇને તોલે.
જીરે ચોથો વધાવો મારે આવીઓ જીરે મારા વીરાજીને અવાસ;
જીરે નિશાળમાં નિશાળીઆ મેં જોયા નાવે મારે ફીયા ભાઇને તોલે.

## વધાવો ૪ થો.

પહેલો વધાવો મારો આવીઓ મોકલ્યો મારા દાદાને અવાસ.
દાદા તમારી શહેરીએ અગર બહેકે સાજીરાત વધાવો.
અગર બહેકે ચંદનમુએ જીરે કસ્તુરી મરદન હોય વધાવો.
બીજો વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો મારા કાકાજી અવાસ;
કાકા તમારી ડેલીએ જીહો અગર બહેકે સાજી રાત વધાવો.
અગર બહેકે ચંદન સુએ જીરે કસ્તુરી મર્દન હોય વધાવો.
અમી વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો મારા મામાજી અવાસ;
મામા તમારી મેડીએ જીહો અગર બહેકે સાજી રાત વધાવો.
અગર બહેકે ચંદન સુએ જીરે કસ્તુરી મરદન હોય વધાવો.
ચોથો વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો વીરાજી અવાસ;
વીરા તમારે ઓરડે અગર બહેકે સાજી રાત વધાવો.
અગર બહેકે ચંદન સુએ જીરે કસ્તુર મર્દન હોય વધાવો.

# નીંદરડી.

રાય પહેલડા પીરની નીંદરડી નીંદર આવીરે લક્ષ્મીનારાયણની સેજ. નીંદ.
રાણી રૂકમણી જગાડે જાગે નહિ જાગો જાગોરે સુભદ્રાબાઇના વીર. નીંદ.
રાજ બીજલા પહોરની નીંદરડી નીંદર આવીરે માધુભાની સ્હેજ. નીંદ.
વૌવર પદ્મકુંવરબા ચાંપે છે પાવલા જાગો જાગોરે તખતબાના વીર. નીંદ.
સ્વામી તમેરે પીધોરે કસુંબલો તમે ચાવ્યાંરે નાગરવેલનાં પાન. નીંદ.
ગોરી નથી પીધોરે કસુંબલો નથીરે ચાવ્યાં નાગરવેલનાં પાન. નીંદ.
અમે કમેરીથી અસુરેય ધારીઆ નીંદર આવીરે અમારી સેજ. નીંદ.
રાજ ત્રીજા પોરની નીંદરડી નીંદર આવીરે કીયા ભાઇને સેજ. નીંદ.
વૌવર કીયાં વહુ ચાંપે છે પાવલાં જાગો જાગોરે કઇ બાઇના વીર. નીંદ.
સ્વામી તમેરે પીધો કસુંબલો તમે ચાવ્યાંરે નાગરવેલનાં પાન. નીંદ.
ગોરી નથી પીધોરે કસુંબલો નથીરે ચાંવ્યાં નાગરવેલનાં પાન. નીંદ.
અમે દરબારથી અસુરે પધારીઆ નીંદરડી આવી અમારી સેજ. નીંદ.
રાજ ચોથા પોરની નીંદરડી નાદીર આવીરે કીયા ભાઇની સેજ. નીંદ.
વૌવર કીયાં વહુ ચાંપે છે પાવલાં જાગો જાગોરે કઇ બાઇના વીર. નીંદ.
સ્વામી તમે પીધોરે કસુંબલો તમે ચાવ્યાંરે નાગરવેલનાં પાન. નીંદ.
ગોરી નથીરે પીધોરે કસુંબલો નથીરે ચાવ્યાં નાગરવેલનાં પાન. નીંદ.
અમે નિશાળેથી અસુરે આવીઆ નીંદર આવીરે અમારી સેજ. નીંદ.

## વધાવો ૫ મો.

પહેલો તે વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો દાદાજી અવાસ,
દાદીજીએ ઉઠીને વધાવીઓ જીરે દાદાજીએ દીધાં ઘણાં માન;
રાણારાજ કસળો વધાવો મારે. આવીઓ. ૧
બીજો તે વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો મારા કાકાને અવાસ,
કાકીજીએ ઉઠીને વધાવીઓ જીરે કાકેજીએ દીધાં ઘણાં માન રાજ રાજ કસળો.
વધાવો. ૨
અગી ને વધાવો મારે આવીઓરે મોકલ્યો મારા મામાંને દરબાર,
માંમીજીએ ઉઠીને વધાવીઓરે માંમેજીએ દીધલાં ઘણાં માન. રાણારાજ.
ચોથો વધાવો મારે આવીઓ જીરે મોકલ્યો મારા વીરાને દરબાર,
મારી ભાભીજીએ ઉઠીને વધાવીઓ વીરેજીએ દીધાં માન,
રાણારાજ કસળો વધો મારે આવીઓ.

## છોકરાનું ગીત.

નવાનગરની બજારમાં સારા હાથીડા વેચાય;
સાવર સંગ મુજરો લ્યો જાણી નથનો.
કે હાથીડા તે કીયો મેતો સાટવે હાંરે કુંવર કીયા ભાઇને કાજ  સાવર.
હાંરે મારા હાર જમાયલો હીરેકે હાંડાં મારો સગી નણંદનો વીરો;
હાંરે મારી નથડી માંહેલું મોતીરે આડે ઘુઘટડે જોતી  સાવર.
ચારવાર ગાવું.

## છોકરા તથા છોકરી બન્નેનું ગીત.

લીંબુડીનાં લીંબુ જેવડાં પાન લીંબુ જુલે પાન;
પાન સરીખા ગઢના કાંગરા વેલો છુટી વાડીના વડ હેઠ.
વાડીના વડ હેઠ માફી જળકેરે જાજી જાનના
અમને ભાઇનો દાદોજી દેખાડ દાદોજી દેખાડ.
દાદો વરસેરે મોટે માંડવે.  ( ચારવાર ગાવું )

## છોકરાનું ગીત.

વરરાજાને ઉતર્યા જાજાં જાંબું હેઠ;
ડોલરીઓ તે ઉતર્યો પુછે ભુજનગરના લોક ગાડેથકીકાંરે.
કેસરીઆ ગાડાં વેલો થોભીઆં અમે તે જોઇ છે દાદાજીની વાટ દાદાજીની વાટ.
દાદો કીયો મેતો આવે ઘોડાં વેલાં જુતર્યાં.  ( ચારવાર ગાવું )

## છોકરાનું ગીત.

લાડી પુછેરે વર લાડડારી લગનીઆં કયાંથી લઇ આવ્યા;
અમારા દાદાજીના રાજ્યમાં જોશી ભેટ લઈ આવ્યા.
વાંચી દેખાડો વર લાડડા તમારી જોઉં ચતુરાઈ;
ચતુરાઇએ ચત્રભુજ મોહી રહ્યા રાજારામ દુવાઇ.
જોવા મળીરે સૌ કાંઇ શો બન્યારે વર લાડડો;
વર એનરનો ભાઈ વર મોટાનો જમાઈ.
વાગે ઢોલ શરણાઈ અણીઆળી આંખે જોતા;

## છોકરીનું ગીત.

જોશીડા તુંરે મારો વીર તુંરે મારો વીર.
લગનીઆં લઇ આવો ગામને ગોંદરે વાગે છે ઢોલરે નીશાન.
ઢોલરે નિશાન સરણાઇઓ વાગે સાહેબા નવરંગ;
ઉડે છે અબીલ ગલાલ અબીલ ગલાલ હાહેરે ઉડેરે આછા દારૂડા.

પરણે છે રાયરે ખેંગાર રાયરે ખેંગાર પરણે કીયો ભાઇ પદ્મણી;
માંકડ કુંવર પદ્મણી.

## છોકરા તથા છોકરી બન્નેનું ગીત.

જાગોરે મારા કુંવર કલ્યાણી જાગોરે મારા મુગલ પઠાણી;
સુતા સાહેબ જાગો હો રાજ.
સાહેબજાદી તમારી અરજ કરે છે પીયુર તમારી અરજો કરે છે;
પલંગના પોઢયા જાગો હો રાજ. ( ચાર વાર ગાવું. )

## છોકરા તથા છોકરી બંનેનું ગીત.

સાઢોની કોટે સોનાનાં સાંકળાં ધોરેડે ઘુઘરમાલ,
હાંહાંરે વેવાઈ ઘોડેરે ઘુઘરમાળ.
મેંરે તમને કીયા વેવાઇ વારીઆ મકરો વડાશું વહેવાર,
હાંહાંરે તમે મ કરો વડા શું વડાઈ.
વડાતે કીયો મેતા રાજીઆરે, હાથીડા જુલે હઝાર.
હાંહાંરે હાથીડા ઝુલે હજાર.
ઘોડાં જુલે ઘોડારમાંરે એની તેજણ જમુકે બાર,
હાંહાંરે એની તેજણ જમુકે બાર. ( ચારવાર ગાવું. )

## પોંખવા વખતે.

નમીશમાંરે નમીશમાં મોટાનાં છોરૂ નમીશમાં,
નહિ નમેરે નહિ નમે નાની વેવાણ નહિ નમે;
નહિ નમેરે નહિ નમે મોટાના છોરૂ નહિ નમે.

## છોકરીનું ગીત.

વાજે મોરૂં વાજંત્ર કરે ગમકાર જેમરે વાગે તેમ સાજન મલ્યાં;
વાજંતું ગાજંતું શહેરમાં આવ્યું.
ઘરરે પૂછે કીયા મેતા તણું આ ઘરે કેનાં ને આ ઘર કેનાં;
શુંરે એધાણે ઘર ઓળખાયાં.
ઉંચી મેડી ને નીચલા દરવાજા તો મોતી જડયા તોરણ;
બારણેરી-રાંધણીએ જાળી પાણીઆરે પરવાળા ઓરડામાં મરવો મસમસે.
ઝાલાવાડની જાળી બાવન પડની થાળી તોરે નવારેનગરના વાટકા;
ગાયો સ્વચ્છ ને ભેંસ સપાડી તો ગાયો ભેંસો દોવાના ગોણીઆ.
એટલાં વાનાં લઇને ઘેડી સાસરે જાજો સાસરીએ સુખ ઘણાં માનજો;
ઉંડા પગ ખોડી ઘેડી સાસરે રેજો તો માબાપનાં ભલાં કહેવરાવજો.

# વેણો.

આબલીઆની ડાળ ને સરોવરની પાળે દીવા બળેરી;
ત્યાં પોઢે ફીયા ભાઇ ગોરા ત્યાં ઉભા વહુવર ઢોળે છે વાય;
તો હાથ સવાલક્ષ વીંઝણોરે,
કોઇ વાય ઢોળતાં આવી છે નીંદ્રાય, હાથનાં વેણો રહ્યાંરે હાથ.
રાબારેથી પેઠારે મોભારેથી નીસર્યોરે,
ફીયો જમાઈ મોર વેણો મોરી ગયો;
આગેરાં તે જાતાં કોઈ બીજો જમાઇ મળીઓ,
ઇએયે મલીને વેણો એવડયાંરી.
આગેરી જાતાં કોઇ ત્રીજો જમાઇ મળીઓ,
ઈ ત્રણે મલીને વેણો ત્રેવડયાંરે;
આગેરી જાતાં કાંઈ ચોથો જમાઇ•મલીઓ,
ઇ ચારે મલીને વેણો ચોવડયાંરે.
આગેરી જાતાં કાંઇ પાંચમો જમાઇ મળીઓ,
ઈ પાંચે મલીને વેણો વેચીઆંરે;
સેંચતાને સાચવતા ફીયા ભાઇએ દીઠારે,
વેણના મોર છતા થયારે.
બાંધ્યા છે વેરડી બાંધ્યા છે ઓરડેરી લટકાવ્યા છે,
ચોટલેરે માર્યા છે ખાસડ વેલરે;
મોલે બેઠાં ફીયા બાઈ બોલ્યારી લ્યો રૂપીઆ સાતરી,
મેલો કંથના હાથરી.
લ્યો રૂપીઆ રોકરી મેલો કંથની ડોકરી,
લ્યો અભરામી રોકડા મેલો કંથના ચોટલા;
લ્યોને કોરી સોળરી મકરો કંથના રોળરી,
મમારોરે મમારો ઈદીવટીઓ છે તમારો,
તમારોરી દીવા કરીને વેણો વાળશેરે;
મમારોરે મમારો ઇ બે ખમરો છે તમારી,
ઇ કરજ ભરીને વેણો વાળશેરે.

